# પ્રસ્તાવના.



સમાધ્યાયી અને નરબોધના કર્તા મહાત્મા જગજીવન સંબંધે ઘણી તપાસ કરી, પણ કંઇ વધારે હકીકત મળી આવી નહીં. તેઓ મૂળે ચરોતરના વતની હતા, અને ઘણો કાળ ભાવનગરમાં તેમણે ગાળ્યો હતો. તેમણે નરબોધ સંવત ૧૭૭૨ માં રચ્યો હતો, એટલે તે મહા કવિ પ્રેમાનંદના સમકાલિન્ ગણાય. તેમણે ઉપનિષદ્ વગેરેને આધારે બ્રહ્મજ્ઞાન, શરીર, જીવ, આવાગમન, ઉપાસના, ભક્તિ, વૈરાગ્ય મોક્ષ વગેરેનું વર્ણન એવું સ્પષ્ટ અને ખૂબીદાર કર્યું છે, કે એવા ગ્રંથ ગુજરાતી ભાષામાં ક્વચિત મળી આવે છે. શિષ્યનો પ્રથમ પ્રશ્ન જ એ છે, કે "કેમ પરમપદ પામીએ, કેમ વાસના થાયે ભંગ, કેમ માયાને પરહરૂં, કેમ રૂદે લાગે રંગ." શિષ્યે કરેલા સર્વ પ્રશ્નોના ખુલાસા ઉત્તમ રીતે કરવામાં આવ્યા છે. છેવટમાં તે કહે છે, કે "મહાનુભાવની મહા દશાની વૃત્તિએ ચાલ; શુકાદિક સરખાએ તે ગ્રહી, જો ઝલાય તો ઝાલ. નરબોધ ગ્રંથમે નિપન્યો બ્રહ્મવિદ્યાનો ભંડાર; કચીં કરાવ્યો કોએ નથી, એ માનજે નિર્ધાર."

મૂળ પ્રત ભાવનગરથી ખરીદી હતી તે ઉપરથી મારા સ્વ. બંધુ રમણલાલે તે શોધીને તૈયાર કરી હતી. એની બીજી કોઇ પ્રત મળી ન આવવાથી કેટલીક લીટી તૂટક રહી ગઇ છે, અને કેટલીકમાં અશુદ્ધતા રહેવા પામી છે.

વડોદરાઃ સંવત ૧૯૭૮
ભાદરવા વદ પડવો.

ગન હુ. કાંટાવાળા.

મહાત્મા જગજીવનદાસ કૃત

# સમાધ્યાયી.

## પહેલો અધ્યાય.

### દોહરો.

સ્વામી પ્રત્યે સાંચર્યો, સાધક શિષ્ય તે આજ;
પાય લાગીને પુછીયું, પ્રસન્ન થાઓ મહારાજ. ૧

આશંકા મન ઉપની, સંશય પ્રગટ્યો ઘોર;
તે સકલ નિવારીયે, તે માટે કરૂં શોર. ૨

કેમ પરમ પદ પામીયે, કેમ વાસના થાયે ભંગ;
કેમ માયાને પરહરૂં, કેમ રૂદે લાગે રંગ. ૩

તે સકલ શીઘ્ર કહો, વળી વળી પુછું એહ;
કેમ લક્ષ ચોરાસી છૂટીયે, ચાર ખાણુ જે દેહ. ૪

એવું સુણી ગુરૂ બોલીયા સાંભળ મારા બાળ;
એવો ઉત્તર દઉં તુને, જે મીટે જન્મ જંજાળ. ૫

મૂખ થકી માગીશ મા, અંતર આશા તજ્ય;
સંકલ્પ વિકલ્પ પરહરી, ભાવે ભગવાન ભજ્ય. ૬

ભાવે ભવ ભય મીટશે મેટશે સાચે સત્ય;
વૈકુંઠ સુધી વાસના, તજ્ય તું શિષ્ય અગત્ય. ૭

જે જે પદાર્થ તું ઇચ્છિશે તે કલ્પ્યો કહેવાય;
વિરંચી ને ઇંદ્ર પદ, તે પણ કાળે જાય. ૮

મનના કલ્પ્યા કહાવીયા, સુણ શિષ્ય ચૌદ લોક;
વસ્તુ વિવેક વિચાર તે, શ્રોતા વકતા કોક. ૯

---

૪ ચાર ખાણ. જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજ્જ.

ઉપાધિએ ઉભો કર્યો આ સર્વે સંસાર
આદિ પુરૂષથી ઉપજ્યો, રાખી રહ્યો અહંકાર ૧૦

તે આદિ પુરૂષ જે કહાવીયા, શબ્દાતિત કહેવાય,
અવ્યય ને અવિનાશ છે, તે નવ આવે જાય ૧૧

તેથી ઇચ્છા ઉપની પછી પ્રગટયો અહંકાર
તે તણા ત્રિગુણ થયા, એમ વિસ્તર્યો અવતાર ૧૨

તામસ રાજસ સાત્વિક, ઇચ્છા ક્રિયા ને જ્ઞાન,
એ ગુણ શક્તિને ગ્રહી રહી થયા મુક્ત સામાન્ય ૧૩

પછી કાર્ય કારણ પ્રગટીયા, ચતુર્વિધ તે દેહ,
પછી માયાનું નાટક રચ્યુ, ઇશ્વર સુધી એહ ૧૪

પછી જ્ઞાન ચતુર્ધા આપીયુ નિદ્રા ભય મૈથુન અહાર
તેમા મગન થયા સહુ, જન લૌકિક વહેવાર ૧૫

પછી વાસનાને વશ પડીને, ફરે ખાણ્ય તે ચાર
લક્ષ ચોરાસી રડવડે નિત્ય નવા અવતાર ૧૬

ત્યારે શીશ કહે સ્વામી સાભળો સંશય હતો લેશ
તે સુણતા અધિક ઉપનો, તે મીટાડીયે મહેશ ૧૭

અવિનાશી કેમ અવતરે, કેમ શિવ થાયે જીવ
એ સંશય નિવારીયે, વૃત્તિ કરીયે દિવ્ય ૧૮

ત્યારે ગુરૂજી બોલીયા જીવ ઇશ્વર તે એક
માયા વેમાની રહી, મિથ્યા કરે વિવેક ૧૯

ચૈતન્ય એક સ્ફુરી રહ્યુ, ચિદાભાસની દેહ
ઇંદ્રિય શબ્દને આશરે વર્તે છે વળી તેહ. ૨૦

સાધન કારણ તે તણ, તે કરે નિત્ય અભ્યાસ
એમ કરતે આતમા, કુટસ્થ થાય પ્રકાશ ૨૧

---

૧૧ અવ્યય–આદિ અંત વિનાનો–અવિનાશી

૨૦ ચિદાભાસ–આત્માનુ બુદ્ધિમા પ્રતિબિંબ–જીવ ૨૧ કુટસ્થ–કુટસ્થ–પરમાત્મા–પરિણામ વગેરેથી ર.ય

જ્યારે સંસાર મિથ્યા માનશો, મનસા વાચા કર્મ;
ત્યારે ચિદાભાસ મિથ્યા થશે, રહેશે કુટસ્થ બ્રહ્મ. ૨૨

એ સુણતે સંદેહ ઉપન્યો શિષ્યને તતખેવ;
તે વળી શીઘ્ર નિવારીયે, દયા કરો ગુરૂ દેવ ૨૩

જ્યારે ચિદાભાસ મિથ્યા થશે, ત્યારે શું કરશે સાધન;
એ સંદેહ શીઘ્ર નિવારીયે, ગુરૂજી વદો વચન. ૨૪

એવું સાંભળી ગુરૂજી બોલીયા, સાંભળ કહું તે વાત;
એહનું સાધન કેટલુ, કરૂં તે વિખ્યાત. ૨૫

આભાસે તે મિથ્યા માનવું, એટલું એહનું કામ;
અસ્તિ ભાતિ પ્રીય સત્ય છે, મિથ્યા રૂપ ને નામ. ૨૬

મિથ્યાએ મિથ્યા નિપજે, તેહનું સુણ વચન;
મહા નીંદ્રા ( ની ) મહી, ત્યા થયું સ્વપ્ન. ૨૭

વ્યાઘ્ર તણો ભય પામીયો, તજી નિદ્રા તતખેવ;
એહમા શું સત્ય હતું, એમ બોલ્યા ગુરૂદેવ. ૨૮

મિથ્યા એ મિથ્યા મીટે, મિથ્યા એ મિથ્યા થાય;
સત્ય સાધન શું કરે, તે નત્ર આવે ને જાય. ૨૯

માટે તે સત્ય ( તું ) થઇ રહે છે સત્ય ચિદાનંદ જેહ;
અવ્યય ને અવિનાશ છે, હું નહિ તેહ. ૩૦

( માટે ) આશ કરી અલગા થવું, માગવું મુક્તિ કે ચર્ણ;
સાર શીખામણ જે કહું, વ્યાપક અશરણ શરણ. ૩૧

ઘટમાં જેમ આકાશ છે, ( તેમ ) જગમાં બ્રહ્મ પ્રકાશ;
ભાંડ માત્ર તો ભિન્ન છે, અખંડ અચલ અવિનાશ. ૩૨

તે માટે તુજને કહું, સુણ શિખામણ સાર;
પુનરાવર્તી મુકે નહિ, એ ભ્રાંત ભર્યો સંસાર. ૩૩

તે ભાંત માત્ર સત્ય છે, તેનો જાણે જો મર્મ;
તો જીવન મુક્ત થઇ રહે, છુટે ત્રિવિધિ કર્મ. ૩૪

---

૨૬ અસ્તિ–હોવા પણું. ભાતિ–કાન્તિ–શોભા. ૩૨ ભાંડ–વાસણ. ૩૩ પુનરાવર્ત–વારંવાર જનમવું.

કર્મ કશું કરે નહિ, નહિ ધરે કહોની આશ;
અંભોધી સરખો ભર્યો ન ટરે વાથ પ્રકાશ. ૪૭

એવાં લક્ષણ જે તણાં, જ્ઞાની કેમ જેહ;
સમસ્યામાં સમજે બધું, કહો શું બોલે તેહ. ૪૮

અને અન્ય ઇચ્છા ઉચરે, વાણી તરે જો ધર્મ;
તે માટે શું તેહને, કહા બેસશે કર્મ. ૪૯

વિવેક જેણે વાસના, લિંગનો કીધો ભંગ;
કર્મ તે થકી વેગળાં, જેમ આજ્ય દુગ્ધાસંગ. ૫૦

પય માંહેથી ઉધ્ધરી, અળગું કીધું આજય;
તે એકતા ક્ષિરમાં પામશે, કરો કોટી કોઇ કાજ્ય. ૫૧

કર્મ તો છે કલ્પના, માને પાપ ને પુન્ય;
વસ્તુ ગત્યે કાંઇ છે નહિ, સાંભળ શિષ્ય વચન. ૫૨

જીવ ઇશ્વર તે કલ્પના, અકલ્પિત તે બ્રહ્મ;
તે વિશ્વમાં વ્યાપી રહ્યો, ત્યારે કોને બેસશે કર્મ ! ૫૩

જીવ ઇશ્વર માયા વડે, ઉપાદાન તે એક;
અન્ય બેમાં કો નહિ, જો તે વસ્તુ વિવેક. ૫૪

એ સુણતાં સશય ઉપન્યો, શિષ્યને તતખેવ;
તે પુછે યત્ને કરી, કૃપા કરો ગુરૂદેવ. ૫૫

જીવ ઇશ્વર અંતર ઘણો, અને ઉપાદાન કેમ એક;
એ સુણી વિસ્મય થયો, એહનો કરો વિવેક. ૫૬

માયાવીતો જીવ છે, ઇશ્વર તે કેમ થાય,
તે કદાચિત જો હશે ... ... ... ... ... ૫૭

એવું સુણી ગુરૂ બોલીયા, તેહનું કહું વૃત્તાંત;
સંશય મનનો પરહરે, કહુ હુ વૃત્તાંત. ૫૮

દૈવી માયા જે કહી તેના જે છે ભેદ;
એ તે શુ અધિકું થયું, માન્ય વાત એ વેદ ૫૯

---

૪૭ અંભોધી-આંભોધિ-સમુદ્ર ૫૦ આજ્ય-ઘી ૫૪ ઉપાદાન-કારણ, જેવું કે કુંડળ-કડાં તે સોનુંજ છે.

જે પ્રભુન પહેલી પ્રગટી, એહમાં એટલુ ન હોય;
એમા શું અચરજ પામીયે, એથી એટલું હોય. ૬૦

એક અન્ન ઉદર ઉતરે, તેના વિવિધિ કર્મ ભેદ;
મળ માસ એ રેત થાયે, માન્ય વાત એ વેદ. ૬૧

આસુરીથી એ ઉપજે, ત્યા દૈવીથી શૂન્ય થાય;
સંદેહ મન રાખીશ મા, એ વેદ વાક્ય કહેવાય. ૬૨

એ ગુણ મયી દૈવી કહી, માટે માપીન એનો જેહ;
તે વિશ્વે વ્યાપી રહ્યો, એમા નહિ સંદેહ. ૬૩

માટે વિષય જે જે ઉપજે, વળી વાસના વળગે જ્યાંહ;
તે વાયસ વિષ્ટા સકલ્પિત, ત્યારે શે ન બેસે ત્યાંહ ૬૪

માટે વિવેક કર વેગળો, મિથ્યા માન ને મન,
વિરચી વૈકુંઠ પદ, તેહનું તું તજ્ય પ્રયત્ન. ૬૫

એ વિશ્વ વ્યાપક બ્રહ્મ છે, તે ભ્રાંતે ભાસે ભિન્ન;
તે વેદાંત સુણ તો નિગમ, અન્ય નહિ પ્રયત્ન. ૬૬

તીરથ, વ્રત, જપ, નિયમ, દાન, અને કર્મ, કથા કલ્પાંત,
કાયા કષ્ટે યોગ યજ્ઞે, તેથી ન વ્યાપે શાંત. ૬૭

તેણે ભ્રાંત ન નિર્ગમે, માન જે નિરધાર,
ગુરુદયા હોય તો મટે, એમ આગમ કરે ઉચ્ચાર ૬૮

માટે તુ નથી ને હું નથી, વળી નથી આ સંસાર.
આ મૃગ જળ સરખુ માનજે, દીસે છે આકાર. ૬૯

એ વૃત્તિએ વર્તે આતમા, નહિ તેને જન્મ ને ( મર્ણ ),
નિરાલંબ નિર્લેપ છે, નિર્ગુણ . .. . ૭૦

સ્વયં પ્રકાશ સ્વરૂપ છે, સદોદિત સાક્ષીભૂત,
અણુ ઉપાધ્યે બ્રહ્માંડમા, એ સર્વે એહના રૂપ. ૭૧

---

૬૦ પ્રભુન-પરમેશ્વર ૬૩ માપીન ( માપન, માપનાર ? ) ૬૪ વાયસ-કાગડો ૬૬ નિગમ-વેદ ૬૭ શાંત-શાન્તિ ૬૮ આગમ-વેદાદિ શાસ્ત્ર ૭૦ નિરાલંબ-પોતા પર આધાર રાખનાર-નિર્લેપ-સંસર્ગ રહિત .

આ પંચમહા ભૂતના, તે સંબંધે થાય;
વાયુને જોરે તે ફરે, અનુભવે જણાય. ૭૨

ત્યારે શિષ્ય કહે સંદેહ નિરગમ્યો, દયા કરો ગુરૂ રાય;
કર સંપુટ કરીને આવીયો, લાગ્યો ગુરૂને પાય. ૭૩

ભ્રમણુતા મારી સર્વ ગઇ, ને પ્રત્યક્ષ પામ્યો બ્રહ્મ;
પરમ પદ નિશ્ચે થયું, ખુપ્યાં સઘળાં કર્મ. ૭૪

એ સંવાદ ગુરૂ શિષ્ય તણો, બ્રહ્મ વિચાર કહેવાય:
મનન માનવ જે કરે, તેહનું મન સ્થિર થાય. ૭૫

અપરોક્ષ જ્ઞાન તે ઉપજે, તે કદા ન થાયે ભંગ;
વાસના ફરી વળગે નહિ, લાગે બ્રહ્મ રસ રંગ. ૭૬

મુમક્ષુ હોય તે મન ધરે, સાંભળ શિષ્ય વચન;
ગુરૂ કૃપાથી પામીયો, તે પદ જગજીવન. ૭૭

इति श्रीगुरुशिष्य संवादे सताध्यायी एकाकार टीकायां प्रथमोऽध्यायः॥१॥

વળી શિષ્ય વાણી ઉચરે, ગુરૂજી સુણો વચન;
વાકય તમારૂં સાંભળી, સ્થિરતા પામ્યું મન. ૧

વળી આ શંકા એક ઉપની, કીધુ સકલ વ્યાપક બ્રહ્મ;
નિરાલંબ નિર્લેપ છે, નહિ તેહને કાળ ને કર્મ. ૨

અને આ વિશ્વ વિસ્તરી. તે તણી અણુ ન ઠાલો ઠામ;
કર્મ ક્રિયાથી વેગળો, તેહને નહિ રૂપ ને નામ. ૩

ત્યારે કર્મ વર્ણાશ્રમનાં, કોને વળગ્યાં તેહ;
સંશય સકળ નિવારીયે, વળી વળી પુછું એહ. ૪

પુરણ પુન્યે પામીયો, સદ્ગુરૂ સ્વામી આજ;
ભ્રમણુતા મારી ભૂલાવો, દયા કરી મહારાજ. ૫

વળી સ્થાન કહો બ્રહ્મનું, કુટસ્થ આત્મા જેહ;
તે દાખવો વિધિએ કરી, સ્વામી પુછું એહ. ૬

એવું સુણી ગુરૂ બોલીયા, સાંભળ શિષ્ય વચન;
ઉત્તમ પ્રશ્ન તેં પુછીયું, હું થયો ઘણું પ્રસન્ન. ૭

૭૭ મુમુક્ષુ–મોક્ષની ઈચ્છાવાળ.

પ્રથમ વાત કહું કર્મની, વર્ણાશ્રમનાં જેહ;
કર્તા એહનો એજ છે, સમજાવું તુને તેહ. ૮

આત્મા તો અકર્મ છે, દેહને વળગ્યાં કર્મ;
કર્મે કર્મી નિપજે, કર્મ ખુટે બ્રહ્મ. ૯

કર્મ તે કાયા તણું, કલ્પના એ અસત્ય;
તે જે વેળા(એ) નિર્ગમી, સિદ્ધ થયાં અસત્ય. ૧૦

આત્મા સઘળે એક છે, વપુમાં નહિ ભેદ;
શરીર તે સપ્ત ધાતુનું, એ માન વાણી વેદ. ૧૧

ઉત્તમ, મધ્યમ જે કહાવીયા, તેમાં લેશ ન ભાસે ભિન્ન;
અવયવ બેનાં એક છે, અન્ને પ્રગટે તન. ૧૨

માટે કર્મ વર્ણ એ કલ્પના, કથ્યાં પુરાણ અઢાર;
ષટ શાસ્ત્ર તે કલ્પ્યાં કહ્યાં, કહ્યાં વેદ જે ચાર. ૧૩

જે કહેશો તે કલ્પના, જે શબ્દ વડે કહેવાય;
તે શબ્દ કલ્પ્યો ટળો, ત્યારે બીજું સહેજે થાય. ૧૪

મન વાણીથી વેગળો, અકલ્પિત જે બ્રહ્મ;
તેને વર્ણાશ્રમ કાંઇ છે નહિ, વળી નથી કાંઇ કર્મ. ૧૫

બૃહદારણ્ય ઉપનિષદ વિષે, કહ્યું આત્મા ને દેહ ભિન્ન;
પૂર્ણ બ્રહ્મ તે કહાવીઓ, સાભળ શિષ્ય વચન. ૧૬

વળી કર્મ કાંડે વર્ણવ્યું, આત્મા દેહ નહિ એક;
અળગો અહંગદતો જડે, જો ઉપજે વિવેક. ૧૭

સ્થાનક તેનું શું કહું, નખશિખ સુધી એહ;
કુટ કોટી રમી રહ્યો, કુટસ્થ બ્રહ્મનાં તેહ. ૧૮

ક્ષીરમાં જેમ ઘૃત છે, વળી તલમાં જેમ તેલ;
ઇક્ષુમાં જેમ ગુડ છે, તેમ દેહમાં ભેવ. ૧૯

ક્ષીરમાંથી પ્રગટે ઘૃત, જો તે વલોવાય;
તીલ ઇક્ષુ તો જડે, જો તે બે પીલાય. ૨૦

---

૧૯ ઇક્ષુ–શેરડી. ગુડ–ગોળ.

સહસા તે નવ સાંપડે, સાંભળ શિષ્ય વચન;
વેદાંતે જે વર્ણવ્યું, પરિમાણ પુરૂપ પ્રયત્ન. ૨૧

વળી છાંદોગ્ય ઉપનિષદ વિષે, કહ્યું છે વળી જેહ;
તેહ સુણ તુજને પ્રીછવું, યથા યુક્તિએ તેહ. ૨૨

સિંધુમાં જળ ચાખીએ, તેમાં લવણ સ્થાનિક કયાં;
આદિ અંત ને મધ્ય સુધી, ચાખી જુઓ જયાં; ૨૩

તેમાં કોણ સ્થાન લવણનું, તેનો કર નિર્ધાર;-
તેમ આ વપુમાં જાણજે, ભાઇ કુટસ્થનો વહેવાર. ૨૪

એવું શિષ્ય બોલીઓ, દેહ બહુ આવર્ત કહેવાય;
તેહ તણા વળી ગુણ લક્ષણ, અનુભવે જણાય. ૨૫

અને આત્મા તો દર્સે નહિ, આશ્ચર્ય મોટું એહ;
સ્વામી સંશય મન તણો, શિઘ્ર નિવારો તેહ. ૨૬

એવું સુણી ગુરૂ બોલીઆ, સાંભળ શિષ્ય વચન;
ગુહ્ય માંહે ગુહ્ય છે, સાવધાન રાખો મન. ૨૭

અન્ય પ્રકાશ તે મન વડે, અને અનુભવે જણાય;
પણ સ્વયં પ્રકાશ જો આત્મા, તે કહે શે જોવાય. ૨૮

મન તે શ્યા વડે જાણે, તું જો વિચારી એહ;
સત્ય જ્ઞાન અનંત આત્મા, એ પ્રકાશ તે તેહ. ૨૯

અન્ય તો અન્ય પ્રકાશ છે, ને આત્મા સ્વયં પ્રકાશ;
અખંડ ને એક રસ છે, અવ્યય ને અવિનાશ. ૩૦

અન્ય પદારથ ખોળવા, જોઇએ તે દીપક;
પણ તે તે વેળા જોઇએ, જ્યારે પ્રગટે અર્ક. ૩૧

માટે આત્મા (તો) અર્ક છે, ત્યાં જ્ઞાન દીપક (નું) શું કામ;
સદોદિત ચિદ્રુપ છે, સ્વયં પ્રકાશ નહિ નામ. ૩૨

એવુ સુણી શિષ્ય બોલીઓ, કહો કેમ પામીએ તેહ;
નિશ્ચય કરી કહો નાથજી, વળી વળી પુછું એહ ---- ----૩૩.

---

૩૧ અર્ક-સૂર્ય.

વિવેકે કર વેગળા, વપુમા ભાસે જેહ
શેષ રહે તે જાણજે, પુરણ બ્રહ્મ તુ તેહ ૩૪

(ત્યારે) શિષ્ય કહે સ્વામી સાભળો એવુ અનુભવ્યુ મન
પંચ કોશી પિંડ વહેચતા, ઉગર્યું તે શુન્ય ૩૫

ત્યારે કુમ્ભ તે શુ શુન્ય છે, કહો સ્વામી એ વાત,
અરે સાભળ શિષ્ય એમ નહિ, કરૂ એ વિખ્યાત ૩૬

એ શુન્યનો સાક્ષી કોણ છે કોણે કર્યો ઉચ્ચાર,
તે બ્રહ્મ તુ જાણજે, નિર્ગુણ નિરાધાર ૩૭

દ્રષ્ટા સઘળી વસ્તુનો, કહીએ નવ લેવાય
સાક્ષીવત સદા રહે, ને અકલ્પિત કહેવાય ૩૮

દ્રષ્ટા સર્વનો એજ છે, માટે સત્ય વસ્તુ તેહ,
શિષ્ય (બહુ) તુજને શુ કહુ, એમા નહિ સદેહ ૩૯

તે અપરોક્ષ એ આત્મા, રખે જાણતો ભિન્ન
તેજ તેહને જાણજે, શુ જાણે બાપડુ મન ૪૦

વૃતિ જ્યા પહોચે નહિ, મને નવ ધગાય,
ધર્મ કર્મ થકી વેગળો, વાણીએ નવ કહ્પાય ૪૧

એ અભ્યાસ નર નિત્ય ભણે કરે અર્થ વિચાર,
તેને કૈવલ્યમાં કાસુ નહિ, માનજે નિર્ધાર ૪૨

જ્ઞાન વિના મુક્તિ નહિ તે નર દેહ વિના નવ થાય,
શ્રવણ મનન નિદિધ્યાસન, એનો એ ઉપાય ૪૩

જીવન મુક્ત તે જન થયો, જેણે કર્યો બ્રહ્મ વિચાર
બ્રહ્મ રસ પીધો પ્રીતશુ, મિથ્યા કરી સસાર ૪૪

પણ અનુભવે આનદ પામીઓ સાભળ શિષ્ય વચન
ગુરૂ કૃપાથી પામીઓ, અનુભવ જગજીવન ૪૫

इति श्री गुरु शिष्य संवादे समाप्यायी एकाक्षर टीकाया द्वीतियोध्याय

---

—૪૩ નિદિધ્યાસન-શ્રવણ મનનથી જાણેલી વસ્તુનું નિ તર ચિંતન કરવુ તે

વળી શિષ્ય વાણી ઉચરે, સાંભળો સ્વામી વાત;
નિદિધ્યાસન જે કહ્યું, તેની કરો વિખ્યાત. ૧

એવું સુણી ગુરૂ બોલીઆ, સાંભળ શિષ્ય વચન;
ઉત્તમ પ્રશ્ન તેં પુછીયું, હું થયો અતિ પ્રસન્ન. ૨

પ્રથમ મનને સ્થિર કરે, પછી નિદિધ્યાસન થાય;
લક્ષ્યાર્થે તું જાણજે, સ્વરૂપને ઓળખાય. ૩

એવું સુણીને બોલીઓ, વળી શિષ્ય વચન;
સ્વામીજી શિઘ્રે કહો, કેમ સ્થિર થાયે મન. ૪

એવું સુણી ગુરૂ બોલીઆ, સાંભળ શિષ્ય કહું વાત;
પ્રથમ ઉર્મી ઓળખે, જેની જુજવી ભાત. ૫

ષટ્ ઉર્મી જે વર્ણવી, તેહની વિભાગી ત્રણ;
જાણે ને નિશ્ચે કરે, જેહનો જેવો વર્ણ. ૬

શીત તાપ શરીરને, મોહ શોક તે મન;
ક્ષુધા પીપાસા પ્રાણને, સાંભળ શિષ્ય વચન. ૭

ધર્મ તેહના જાણીને, પોતે અળગો થાય,
જુગત સર્વે જાણ્યા વિના, કહો શે સંદેહ જાય. ૮

પછી શિવની કીધી સૃષ્ટિ છે, તેહને મુકે જીવ,
તે ઘડીએ તો જાણજે, સદ્ય થાય શિવ. ૯

એ સુણતાં સંદેહ ઉપન્યો, શિષ્યને તતખેવ;
જીવ સૃષ્ટિ દેખાડીએ, દયા કરો ગુરૂ દેવ. ૧૦

સૃષ્ટિ સર્વે ઇશ્વર તણી, એમ બોલે મહારાજ;
જીવ કૃત કાંઇ જુઓ છે ? શાં કરે તે કાજ. ૧૧

ત્યારે ગુરૂજી બોલીઆ, સાંભળ શિષ્ય વચન;
જીવ ઇશ્વર તે એક છે, કાર્ય માત્રે ભિન્ન. ૧૨

કારણ ઉપાધિ તે ઇશ્વર છે, ને કાર્ય ઉપાધ તે જીવ
તે જે વેળા નિર્ગમી, તે વેળા એક શિવ. ૧૩

---

૭ પીપાસા-પિપાસા-તરસ.

ઇચ્છાએ ઇશ્વર સરછ્યા, એ છાંદોગ્યમાં વાણ;
એક થકો બહુ થાઉં, વર્તું ચારે ખાણ ૧૪

તેથી નામ રૂપ તે પ્રગટીઆં, વૈરાટ સુધી પરિમાણ;
એ કારણ ઈશ્વર તણા, સાભળ શિષ્ય તે વાણ. ૧૫

ઇશ્વરને એક ભાત છે, છવે કીધી ભાત;
ભિન્ન ભિન્ન તે પામીયું, બહુ તે એકજ જાત. ૧૬

માટે કર્તા તે ઇશ્વર છે, ભોગવતા તે છવ;
માનીને બંધે પડે, તે મુકે તો શિવ ૧૭

વળી શિષ્ય કહે સ્વામી સાંભળો, એ તો નૌતમ વાત;
ઇશ્વર કર્તા છવ ભોક્તા, એ કેમ મળશે ભાત. ૧૮

સાભળ શિષ્ય તુજને કહું, ઉત્પત્ય ત્યાં નહિ ભોગ,
સત્ય વાત એ જાણજે, દાખવું તેનો જોગ. ૧૯

પિતાથી ઉત્પતિ હવી, પુત્રી તેહવી જેહ,
ભોગવનાર તો કંથ છે, એમા કાઇ સંદેહ? ૨૦

માટે કર્તા તો ઇશ્વર છે, (અને) ભોગવનાર તે છવ;
એ માનીને બંધે પડે, એહ મુકે તો શિવ. ૨૧

એ માનીને બંધ પડે, ઉર્ણ નાભિની રીત,
તેહની તુજને યુકત કહુ, દાખવી પ્રત્યક્ષ નિત. ૨૨

પુત્ર પરદેશ તે પરવર્યો, પિતા ગયો તો ઘેર;
અસત એ આવી ભાખીયુ, વચન તેહને ઝેર. ૨૩

(ત્યારે) ક્ષણ શોક તે ઉપજ્યો, મૂલ ન જાણી વાત;
માટે બંધન તે માન્યા તણું, એ માનજે સાક્ષાત. ૨૪

વળી યોષિતાની યુગત કહુ, એકેક છું અનંત;
ભિન્ન ભિન્ન તે થઇ રહી, એમ વદે વેદ ૨૫

વળી શિષ્ય વાણી ઓચરે, સાભળો સ્વામી વાત;
યોષિતા તો એક છે, તે કેમ પામી ભાત? ૨૬

---

૨૬ યોષિતા-સ્ત્રી

સાંભળ શિષ્ય તુજને કહું, કુળ વધુ જે નાર;
તેને તેવો ભાવ ઉપન્યો, જેહવો વહેવાર. ૨૭

સ્વામી ભિન્ન કેમ પામીયું, ભિન્ને થાયે ભિન્ન;
સ્થૂળમાં ભાસે નહિ, તેનુ વદો વચન. ૨૮

અન્નમય મનોમય જાણજે, શરીર તે વળી એહ ( એય );
(તે) મનોમય ભેદ તે પામીયું, અન્નમય એકલું રેહ (રેય). ૨૯

તે પણ જીવે માનીયું, માન્યા તો વિકાર;
માનીને માથે લહે, તે ફરે ખાણુ તે ચાર. ૩૦

માટે બાહ્યાભ્યંતર સંગ છે, તે તજવો નિર્ધાર;
તે વિના છૂટે નહિ, નિશ્ચે તે અવતાર. ૩૧

માટે સંગ તજવો સત્ય છે, તેણે મન સ્થિર થાય;
એવું સુણી શિષ્ય બોલીઓ, સાંભળો ગુરૂરાય. ૩૨

ત્યારે યોગ સેવન કીજીએ, જેણે સ્થિરતા પામે મન;
મન જીતે જો મુક્તિ છે, તો કાં બીજાું પ્રયત્ન ? ૩૩

ત્યારે પાતાંજલી મુક્ત થયા, જેણે સાધ્યો યોગ,
જ્ઞાન તણું કારણ શું, ને જ્ઞાનીને શો ભોગ ? ૩૪

ત્યારે ગુરૂ કહે કાં ઘેલો થયો, હઠની અલ્પજ શાંત;
સમાધિ સુધી રહે સદા, વળી વ્યાપે ભ્રાંત. ૩૫

માટે નિદિધ્યાસન નિત્ય કરો, અખંડ બ્રહ્મ વિચાર;
સ્વ સ્વરૂપને ઓળખો, જેહને નહિ આકાર. ૩૬

તે ધર્મ કર્મ થકી વેગળા, મોહ માયાથી અતિત;
બીજું સર્વે અનિત્ય છે, તે નિરંજન નિત્ય. ૩૭

તો આત્મા ઓળખ્યો, પરહરો દ્વૈત ને જ્ઞાન;
કર્તા પણ જ્યારે જશે, ત્યારે ધરશો કોહોનું ધ્યાન. ૩૮

મહાનુભાવ મહાદશા પામ્યા, તેહની કહું સમસ્યા એક,
આપોપણું અંતર ગળ્યું, ટળી ત્રિવિધિ ટેક. ૩૯

અદ્વૈત જ્ઞાન વ્યાપ્યા વિના, અન્ય તે અવતાર;
તો અન્યનો શો આશરો, માનજે નિર્ધાર. ૪૦

માટે બ્રહ્મજ્ઞાન વ્યાપ્યા વિના, ટરે ન ભૂતગમા એક,
આદ્ય અંત વિચારી જોતાં, કરી કોટી વિવેક. ૪૧

માટે અનુભવે આનંદ ઉપજે, માનજે નિર્ધાર;
આ અધ્યાયનો અર્થ અંતર વમે, તો લેશ નહિ વિચાર ૪૨

અભ્યાસ નિદિધ્યાસનને તણો, તુજને કહ્યો જેહ,
જનકાદિક તે એ વડે, થયા છે વિદેહ ૪૩

થોડામા ઘણું કહ્યું, સાંભળ શિષ્ય વચન,
ગુરુકૃપાથી પામીએ, અનુભવ જગજીવન ૪૪

इति श्री गुरु शिष्य संवादे सत्ताध्यायी एकाकार टीकाया तृतीयो अध्याय संपूर्ण

વળી શિષ્ય કહે સ્વામી સાંભળો, નિદિધ્યાસન જેહ;
કહ્યું તમે કૃપા કરી, સંદેહ તો વળી તેહ ૧

સ્વરૂપ પોતાનું જાણવું, નામ તે નિદિધ્યાસન,
(એ) વચન તમારું સાભળી, સ્થિરતા પામ્યું મન ૨

વળી આ શકા અણ રહી, તે નિવારો નાથ,
સકલ સંદેહ છેદીએ, પૂછુ જોડી હાથ ૩

પૂર્વે સ્વામી ઉચર્યા, ઘણું શ્રેષ્ઠ છે બ્રહ્મજ્ઞાન,
જોતા કોઈ જડે નહિ, બ્રહ્મજ્ઞાન સમાન. ૪

એ વચન તમારું મન વસ્યું, દયા કરી કહ્યું જેહ;
માટે પુનરપિ પુછુ એટલું, શા થકી પ્રગટે તેહ. ૫

ત્યારે ગુરુજી બોલીઆ, જીવ કૃત છે જેહ;
અવિદ્યા આવર્ણ છે, ભાઈ એમાં નહિ સંદેહ ૬

કર્તા તો ઈશ્વર છે, જીવ કૃત કાંઈ ભિન્ન;
તે સકળ સમજાવીએ, સ્વામી વદો વચન. ૭

સાંભળ શિષ્ય તુજને કહું, જીવ કૃત વહેવાર;
ઈશ્વરની સૃષ્ટિ મધ્યે, જે જીવનો વ્યાપાર ૮

કામ ક્રોધ ને કલ્પના, મોહ માયા ને ભ્રાંત;
ભેદ પ્રપંચ ને વાસના, લોભ લાલચ તે શાંત. ૯

તૃષ્ણા વિષય વિકાર મદ, મત્સ ઇર્ષા જેહ;
અવિદ્યા આદે અન્ય બહુ, અંતર સૃષ્ટિ તેહ. ૧૦

વળી સપ્ત ધ્યાન નિપજાવીઆં, ભિન્ન ભિન્ન તે જેહ;
ઉત્તર ઉપનિષદ વિષે, રૂગ્વેદે કહ્યા તેહ. ૧૧

ઉપાદાન જગતને કારણે, પંચ પશુને કામ;
અમાપુર્ણ મહાદેવને, ઇષ્ટ યજ્ઞ વિરામ. ૧૨

મન વાણી પ્રગટીઆં, જે પોતાનો અર્થ;
એ સપ્ત ધાતુનો વેરો કર્યો, જીવ તણું સામર્થ. ૧૩

વળી બાહ્યાભ્યંતર સૃષ્ટિ વર્ણવું, સાંભળ શિષ્ય વચન;
સમજાવાની વાત છે, સાવધાન રાખે મન. ૧૪

માત પિતા ને ભ્રાત ભગિની, પુત્ર દારા પરિવાર;
સંબંધી સંસારના, એ જીવ સૃષ્ટિ વિસ્તાર. ૨૫

એ આદે અનંત છે, રાજા તેહનું મન,
બાહ્યાભ્યંતર વર્ણવી, સાંભળ શિષ્ય વચન. ૧૬

એ ઉભયતાને પરહરો, ત્યારે પ્રગટે બોધ;
અને એક રહે તે જાણજે, સદા વ્યાપે ક્રોધ. ૧૭

એને ઇશ્વર જે સૃષ્ટિ છે, તે સાથે શું કામ?
તેથી તુજને લાભ છે, ન લઇશ તેહનું નામ. ૧૮

ગુરૂ સમાગમ ભેટશે, થાશે બ્રહ્મ વિચાર;
તે ટાળી ટળે નહીં, ઇશ્વરનો વિસ્તાર. ૧૯

તે તુજને બાધે નહી, બાંધનાર તે તેહ;
માટે તે સૃષ્ટિને પરહરો, એહમાં નહીં સંદેહ. ૨૦

એવું સુણી શિષ્ય બોલીઓ, બાહ્ય કદા તજાય;
અને અંતરની સુખે રહે, તેણે કાર્ય શું ન થાય? ૨૧

ત્યારે ગુરૂ કહે શું પેલો થયો, પ્રથમ તજવી તેહ;
બોધ ત્યારે પ્રગટશે, એમાં નહિં સંદેહ. ૨૨

ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, તે પર બોધ ન થાય;
અને પાછી કદા જો પ્રગટી, તો તેહમાં કાંઇ જાય ? ૨૩

અરે એહનો ઉત્તર શો દેઉં, કરે છે પેલી વાત,
ફેરી પાછી પરસ્પર, પશુ ફેરીને ઘાત. ૨૪

એ અવિદ્યા ને આવરણને, ક્યો પ્રાણુ તું ચાર,
હજી તજવું ઇચ્છે નહિ, શું નથી પામ્યો હાર ? ૨૫

માટે મન રાજા જીત્યા વિના, ઉન્મુનિ ન આવે અંગ;
કૈવલ્ય ત્યારે ક્યાં થકું, જ્યારે જુગ મન જોરે સંગ ? ૨૬

માટે ભીતર બાહ્ય વેગે તજો, સાંભળ શિષ્ય વચન,
કૈવલ્યમા કાંસુ નહિ, યદા જીતે મન. ૨૭

જીવન્મુક્ત તે થયા, જેણે જીત્યું મન; ।
ઉન્મુનિ અવસ્થા પામીઆ, સાભળ શિષ્ય વચન ૨૮

ત્યારે શિષ્ય કહે સ્વામી સાભળો, સ્વામી કહું એક વાત;
વારૂ જીવન્મુક્ત થયા તો, અંતે કાંઇ ઘાત ? ૨૯

કામ કદાપિ લેશ રહ્યો તેણે જીવન્મુક્ત ન થાય;
અંતે તો કૈવલ્યમા ખરૂં, સત્ય કહો ગુરૂ રાય ૩૦

ત્યારે ગુરૂજી બોલીઆ, તારી નૌતમ રીત,
કામ ક્રોધ નથી મુકતો, તો કૈવલ્ય શુ પ્રીત, ૩૧

બોધ ઉપરનો રહે, તો લોક હસારથ થાય;
કૈવલ્ય ત્યારે ક્યા થકુ, જ્યારે મન નવ જીતાય ? ૩૨

માટે બાહ્યાભ્યંતર પરહરો, જીવકૃત છે જેહ,
શિષ્ય તુ સાચું માનજે, કૈવલ્ય પામે તેહ ૩૩

જાણતો ને અજાણતો, એ પદાર્થ બેહ;
કૈવલ્ય તેથી ભિન્ન છે, સિદ્ધાતમા તેમ કેહ ૩૪

શબ્દાતીત ને સદોદિત, નવ એ વર્ણવાય ;
સ્વસ્વરૂપ તે જાણજે, અનુભવે ઓળખાય ૩૫

જાણવું જ્યારે જાણીયું, તે કરી બેઠો કામ;
તે જાણનારો ટળી ગયો, પછી કહાં તે રહેશે કામ. ૩૬

તે શાસ્ત્રને નવ સાંભળે, ન કરે કાંઇ આદર;
સ્વ સ્વરૂપે થઇ રહ્યો, એ અમરનો અમર. ૩૭

તે સાધન કહો શે કરે, આખો ટળી થયો આપ;
નર ટળી નિષ્કલંક થયો, નવ સંભવે પુન્ય ને પાપ. ૩૮

જેમ ધાન્યાર્થી તજે પરાળને, તેમ તજે સઘળા સંગ;
આદરતો જે કારણે, તે તો લાગે રંગ. ૩૯

જેમ અંધારે કહી આવતા, દીવો હોએ હાથ;
મંદિર જે ઘડી આવીયું, તે આવીઆ રે હાથ. ૪૦

એમ સ્વરૂપ જે ઘડી સાંપડયુ, તે ઘડી તજવું સર્વ,
અને મન રહ્યુ તો માનજે, નિશ્ચે પ્રગટે ગર્વ. ૪૧

પૂર્વે વસિષ્ટ વાણી ઉચર્યાં, રામ પ્રત્યે જેહ;
સાંભળ શિષ્ય તુજને કહુ, સંકેત વળી તેહ. ૪૨

યોગ વાસિષ્ટ મધ્યે કહ્યું, જે સર્વથી દુર્જય[1] મન;
તે જીત્યા વિના જાણજે, મિથ્યા સકળ પ્રયત્ન. ૪૩

એવી વસિષ્ટ વાણી ઉચર્યો, તે રામે કરી પ્રમાણ;
તે માટે શિષ્ય સાંભળે, તુજને કહું છું વાણ. ૪૪

ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, જો રહ્યું હોયે લેશ;
તો એ નિશ્ચયે પ્રગટે, બાહ્યાભ્યંતર કલેશ. ૪૫

માટે ઉપાય એહનો આપીએ, ગુરૂજી કરો દયાય;
મન રાજા કેમ છતીએ, પુછું લાગી પાય. ૪૬

ત્યારે ગુરૂજી વાણી બોલીઆ, સાંભળ શિષ્ય વચન;
સૂક્ષ્મ સમશ્યા પ્રીછવું, જેમ જીતાયે મન. ૪૭

તો પ્રૌઢ પ્રણુવ[2] આચરો, સ્થિરતા પામે મન;
પટ દ્વાદશ માત્ર કામે, સાંભળ શિષ્ય વચન. ૪૮

---

૧ દુર્જય—અજીત. ૨ પ્રણુવ—ઓંકાર.

તો લેશ જો રહ્યું હશે તેહને, છૂટતા શી વાર ?
જ્યારે, કામ ક્રોધને પરહરો, એ મન જીત્યો આકાર. ૪૯

કુપ તો તે નીપન્યો ને, જળ થયું અદૃશ્ય
તે જોતાં શી વાર છે, સિદ્ધ થાયે સ્પર્શ. ૫૦

પાટી પાય માટી કાઢીએ, અભ[1] ઉદ્ધરશે સિદ્ધ
એટલો આદર છે, જો વિચારી બુદ્ધ. ૫૧

ત્યારે શિષ્ય કહે સંદેહ નિર્ગમ્યો, દયા કરી ગુરુરાય,
કર સપૂટ શિશ ફરી, આવી લાગ્યો પાય ૫૨

એ અધ્યાય જે સાભળે તેહનુ મન સ્થિર થાય,
શાંત મુક્ત સદા રહે, પૂર્ણ પદ્રી કહેવાય. ૫૩

એ અવસ્થા જે તણી, તેને નવ કહીએ બ્રહ્મવિદ,
બ્રહ્મ તેને ભાખીએ, એમ વદે વેદ સિદ્ધાંત ૫૪

જેની તદાકાર વૃત્તિ થઇ, બ્રહ્મવિદ નહિ તેહ,
બ્રહ્મ તેહને ભાખીએ, એમા નહિ સંદેહ ૫૫

પણ અભ્યાસ કરતે ઉપજે, સહસા શ્યા વડે થાય,
ભગવાને પારથને કહ્યુ, છઠ્ઠે તે અધ્યાય ૫૬

સ્વામી સંદેહ નિર્ગમ્યો, રહ્યો નહિ કાંઇ લેશ,
સેવાનું ફળ પામીઓ, ગયો સમૂળો કલેશ ૫૭

શિષ્યનુ વચન સાભળી, ગુરુજી થયા પ્રસન્ન,
ગુરુ કૃપાથી પામીઓ, અનુભવ ભુમજીવન. ૫૮

इति श्री गुरुशिष्यसंवादे सत्ताध्यायी एकाकारटीकायां चतुर्थो ऽध्याय ॥ ४ ॥ सपूर्ण.

વળી શિષ્ય વાણી ઉચર્યો, સાભળો ગુરુજી વાત,
અખંડ આનંદ કેમ રહે, તેહની કરો વિખ્યાત ૧

એવુ સુણી ગુરુ બોલીઆ, સાભળ શિષ્ય વચન,
પ્રશ્ન તાહરે સાભળી હુ થયો પ્રસન્ન ૨

---

૧ આભ-પાણી

ગુહ્ય માંહે ઘણું ગુહ્ય છે, તેહની કહું સુણ વાણ;
બ્રહ્માનંદ જો પ્રગટે તો, સદા રહે નિર્વાણ. ૩

બીજા ક્ષુદ્ર આનંદ જે કાહાવીઆ, વય વર્ણ ને વિત;[1]
પણ આતપસા જે જાણશે, એમ વદે વેદ સિદ્ધાંત. ૪

અલ્પ આયુષ્ય તે તણા, ક્ષણમાં ભંગુર થાય;
અનુભવનો અખંડ આનંદ, એમ વદે વાક્ય કહેવાય. ૫

આત્મ દશા જે ઉપની, તે શાશ્વતી[2] શાંત કહેવાય;
બ્રહ્માનંદ તે નામ તેહનું, તે કદા ભંગ નવ થાય. ૬

બે પક્ષે તે ઉપજે, જે વિધી નિષેધ કહેવાય;
સાભળજે સાવધાન થઇ, કહું તે મહિમાય. ૭

પ્રથમ વિધી નિષેધ કહું, સાંભળ શિષ્ય વચન;
શ્રવણ, મનન, નિદીધ્યાસને, થાય આત્મ દર્શન. ૮

હવે નિષેધ નીઃપક્ષ કહું, અર્થ એનો એક;
વાચ્ય માત્ર વેરા કહાવે, જો તે વસ્તુ વિવેક. ૯

જો આત્મા થાયે ચોપડી, વળી ઉડગણ[3] તે શું થાય ?
પવનનો બાધે પોટલો, અને મેહધાર ગણાય. ૧૦

તો ગુરૂ શાસ્ત્ર વિના, તત્વજ્ઞાન તે થાય ?
માટે મનસા વાચા કર્મણા, સેવો સદ્ગુરૂ રાય.. ૧૧

બ્રહ્મજ્ઞાન જ્યારે ઉપન્યુ, ત્યારે ભાગી સઘળી ભ્રાંત;
સંશય એકે નવ સંભવે, રહે સાશ્વતિ શાંત. ૧૨

સંસાર શોક સાગર છે, તેહને ન વ્યાપે લગાર;
પદ્મમ[4] પત્ર પટંતરો, એ માનજે નિર્ધાર. ૧૩

તે અખંડ આનંદમાં રહે, રૂપ તેહનું તેહ,
તેજ તેહને ઓળખે, જે થયો વિદેહ. ૧૪

તેહને પાપ પુન્ય ન સંભવે, જેમ સ્ફાટિકને રંગ;
વળી આજ ઉપર્યું ક્ષીરથી, તે ન કરે પાછો રંગ. ૧૫

---

૧ વિત–ધન. ૨ શાશ્વતી–નિત્ય. ૩ ઉડગણ–તારા. ૪ પદ્મ–કમળ.

પાપ પુન્યથી પ્રગટે, સદા તે વળી શોક;
એક કરે એક અન્યે કરે, એ પ્રત્યક્ષ પારખું લોક. ૧૬

અરે કાંઈ થયું નહિ, પુણ્ય તણો એ કલેશ;
અને સિદ્ધ તત્ત્વ તે સંભવે, જો પાતક થયે લેશ. ૧૭

માટે એક કરે એક ન કરે, સદા આપે કલેશ;
તે જગતને સંભવે, જ્ઞાનીને નહિ લેશ. ૧૮

ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, તે જ્ઞાન શે થાય ?
સદ્ગુરુ વદો વેદે કરી, પુછું લાગી પાય. ૧૯

અગમ નિગમ તે ઉચર્યાં, કર્મે પામીએ બ્રહ્મ;
અને તમોએ અન્ય કહ્યું, તેનો દાખવો મર્મ. ૨૦

ત્યારે ગુરુ કહે કાં ઘેલો થયો, સાંભળ શિષ્ય વચન;
કર્મ કરે કો કાળથી, ન થાય આત્મ દર્શન. ૨૧

કર્મ તો છે કલ્પના, અવિદ્યા એ કહેવાય;
તે કરવાને કારણે, જેણે ચિત્ત વૃત્તિ શુદ્ધ થાય ૨૨

કર્મે દેહ જે પ્રગટીઓ, તે કર્મેથી શું જાય ?
શું રે શિષ્ય ઘેલો થયો, શું કચરે કચરો ધોવાય ? ૨૩

ચિત્ત વૃત્તિ શુદ્ધિ કારણે, વર્ણાશ્રમનાં કર્મ;
પણ તે સારૂ નવ પામીએ, કોઈ કાળે બ્રહ્મ. ૨૪

એ અવિદ્યા તે કર્મ છે, ને સુવિદ્યા બ્રહ્મ વિચાર;
અવિદ્યા અમૃત કરે, ને સુવિદ્યા તે અહાર. ૨૫

ઈશોપનિષદ વિષે, કહ્યું છે વળી તેહ;
સાંભળ શિષ્ય સાવધાન થઈ, કહું તુજને તેહ. ૨૬

સનત્ કુમાર પ્રત્યે, પુછી નારદે જે વાત;
સાંભળજે સાવધાન થઈ, તે કરું વિખ્યાત. ૨૭

સદા શાંતિ કેમ રહે, કેવલ પ્રાપ્તિ કેમ થાય;
તે મુનિ કહો વેગે કરી, પુછું તમને ગોય. ૨૮

ત્યારે સનત કુમાર એ[illegible] ભણો મુનિ પાય;
આત્મદશા ઉપજ્યા વિના, ન હોય જગતિ નિર્વાણ. ૨૯

અદ્વૈત પદ આવ્યા વિના, કૈવલ્ય ન પામે કોય;
વેદ વચન એ માનજે, સુર ઋષિ મુનિ જે હોય. ૩૦

એક ભાષ્ય માત્ર જો ભિન્ન રહે, તો ધરે તે તન;
માટે અદ્વૈત વિના છૂટે નહિ, સાંભળ શિષ્ય વચન. ૩૧

અર્ક અને અનલ[1] શક્ર,[2] દ્વૈત મારગી જેહ;
અદ્યાપિ તપતા રહ્યા નથી, પ્રત્યક્ષ પ્રેક્ષકને તેહ. ૩૨

માટે ધેય[3] ધ્યાતા[4] કોઇ છે નહિ, એક બ્રહ્મ અદ્વૈત;
એ આત્મ દશા કેરી, કહી તુજને રીત. ૩૩

શ્રુતિ સ્વમુખે કહે, નથી ભ્રાત મ્હોંની વાત;
સિદ્ધાંત તે એજ છે, જે કર્યું વિખ્યાત. ૩૪

(પણ) જ્યારે હૃદયગ્રંથી ભેદશે, છેદશે સંશય સર્વ;
કર્મ સકળનો ક્ષય થશે, ટળશે ત્રિવિધિ ગર્વ. ૩૫

તે પ્રથક પ્રથક પ્રીછવું, ગ્રંથી સંશય કર્મ;
સાંભળજે સાવધાન થઇ, જાણવો છે મર્મ. ૩૬

પ્રથમ ગ્રંથી કેરી ગતી, કરૂં તે પ્રકાશ;
અંતઃકરણમાં ઉદ્ભવ્યો, તેનુ નામ ચિદાભાસ. ૩૭

તેટલે ગ્રંથી ટળી કે, લગારે રહે ન ભેદ;
બ્રહ્મવિદ્યા કરો ભાઇ તો, પામે ખેદ છેદ. ૩૮

એ તુજને ગ્રંથી કહી, હવે કહું સંશય જેહ;
ભગવાન કેર ભાષ્ય, ( ગીતા ) છે, પ્રીછવું તુજને તેહ. ૩૯

આત્મા ને દેહ તે ભિન્ન છે, કે શકે છે તે એક;
એ સંશય તું જાણજે, એક પણ અનેક. ૪૦

અને કર્તા ને અકર્તા તણો, જડશે જ્યારે મર્મ;
ત્યારે સંશય નહિ સંભવે, અને ભિન્ન નહિ ભાસે બ્રહ્મ. ૪૧

---

૧ અનલ–અગ્નિ. ૨ શક્ર–ઇંદ્ર. ૩ ધેય–ધારણ કરવા યોગ્ય. ૪ ધ્યાતા–ચિંતન કરનાર.

હવે કર્મની ગતિ કહું, ત્રિવિધિ જે કહેવાય,
બ્રહ્મ દશા જ્યા ઉપની, ત્યાં સર્વ સમૂળુ જાય. ૪૨

એક તે સચિત, બીજાં પ્રારબ્ધ જેહ,
ત્રીજું તે ક્રિયમાણ છે, ત્રિવિધે તે તેહ. ૪૩

ઉભય તો તતક્ષણ ભીસ્યાં, સંચિત ક્રિયમાણ જેહ,
એક પ્રારબ્ધ માત્ર જે રહ્યા, તે ભોગવે દેહ ૪૪

પણ તે જ્ઞાનીને લેપવે નહિ, જેમ દર્પણમાં ભડાર,
જગત દષ્ટે દેખતા, પણ તેહને તે વહેવાર. ૪૫

ત્યારે શિષ્ય કેહે સ્વામી સાભળો, કેમ મિથ્યા ત્રિવિધિ કર્મ.
એવડું કારણ શું, એક દશા વ્યાપે બ્રહ્મ, ૪૬

સાભળ શિષ્ય તુજને કહુ, એ મહાદશા કહેવાય,
જેમ પ્રાપે[1] પૂર્વ દિશાએ, પ્રભાકર પ્રગટયા દશદિશાનુ તિમિર જાય ૪૭

કર તો તો અવિદ્યા વડે, ને કલ્પનાએ પરિમાણ
તે બે નિશ્ચે નિર્ગમી, તેણે ક્રિયમાણની હાણ. ૪૮

સંચિત તો શાના રહે, જ્યારે જન્મનો થયો અભાવ,
નદી જ્યારે ઉતર્યાં, ત્યારે શાને જોઇએ નાવ ? ૪૯

માટે સાભળ શિષ્ય તુજને કહું, જ્ઞાનીને નહિ કર્મ,
ફળે પુષ્પ કાઇ સંભવે, જો વિચારી મર્મ ૫૦

ત્યારે શિષ્ય કહે સ્વામી સાભળો, કાઇ જ્ઞાન કાઇ કર્મ;
મિશ્રિત જે જન આચરે, તે નવ પામે બ્રહ્મ ૫૧

વચન શિષ્યનું સાભળી, એમ બોલ્યા ગુરુરાય
જ્ઞાન જ્યારે પ્રગટીયુ, ત્યારે કર્મ કશુ ન થાય ૫૨

સિંહ આગળ જબુ[2] રહે તો, જ્ઞાન વ્યાપે કર્મ,
એથી અધિકું શું કહું, સમજી જા, જે મર્મ. ૫૩

ફળ જે વૃદ્ધિને પામીયુ, તેમ તેમ પુષ્પને ખાય;
તેમ જ્ઞાને કર્મ જાણજે, સંપૂર્ણ સમાય. ૫૪

૧ પ્રાપ-પ્રાપસ—મળું કરીને ૨ જંબુ-જમ્બુક—શિયાળ.

બ્રહ્માનંદ જ્યારે ઉપન્યો, ત્યારે આદર શો કહેવાય;
ઘેબરને પરહરીને, કોણ ખોળને ખાય ? ૫૫

બ્રહ્માનંદ દશા વિષે, નથી ધ્યાતા ધ્યેય;
એક રસ અદ્વૈત છે, ભૂમા કહીએ તેહ. ૫૬

એ અવસ્થા જે તણી, તેજ પૂર્ણ બ્રહ્મ;
પછી શું રહ્યું તેહને પામવું, ને શો કરે તે શ્રમ ? ૫૭

એ અધ્યાય નર નિત્યે ભણે, કરે કાર્ય કારણ વિચાર;
તેહને કૈવલ્યમાં કાચું નહિ, માનજે નિર્ધાર. ૫૮

સદ્ગુરુના વચન સાંભળી, શિષ્ય થયા પ્રસન્ન;
વાણી વિના શું વદે, કહો જગજીવન ? ૫૯

इतिश्री गुरुशिष्यसंवादे सप्ताध्यायी एकाकारटीकायाम् पंचमो अध्याय.

વળી શિષ્ય વાણી ઉચરે, સ્વામી સાંભળો વાત;
બ્રહ્માનંદ તમો જે કહ્યો, તેહની જુગતે કરો વિખ્યાત. ૧

શ્રુતિએ કહી સાક્ષ છે, તે વદો સ્વામી વાણ;
તે સુણી ગુરૂ બોલીઆ, સાંભળ શિષ્ય સુજાણ. ૨

તૈત્રિ શ્રુતિ સાક્ષ છે, વળી ભૃગુ શ્રુતિ છે જેહ;
તેહ મધ્યે જે વર્ણવ્યું, સાંભળ શિષ્ય કહું તેહ. ૩

નારદ નિવૃત્તિ પામીઆ, તે કહું તુજને વાત;
સાંભળજે સાવધાન થઇ, કરૂં સફળ વિખ્યાત. ૪

સનક સનંદન ગુરૂ કર્યા, બ્રહ્મ વિદ્યાને કાજ;
તાપ તતક્ષણ ત્રિવિધિ મીટ્યા, ગઇ હૃદયની દાજ. ૫

ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, નારદ તો મહા મુન;
તેહને તાપ કેમ પ્રગટે, તે સિદ્ધે વદો વચન. ૬

પુરાણે પ્રવીણ છે, લહે શાસ્ત્રની ગત્ય;
વેદ તો વાણીએ વદે, એહવી જેની મત્ય. ૭

તેહને તાપ કેમ સંભવે, એ તો નૌતમ વાત;
પરહરીને પરમાણુ છે, તે સઘળે વિખ્યાત, ૮

વળી તાપ ત્રિવિધિ જે કહ્યાં, તે તણાં વર્ણવો રૂપ;
સંદેહ સઘળા નિવારીએ, દાખવો સ્વસ્વરૂપ. ૯

સાભળ શિષ્ય તુજને કહું, ભણ્યા કેરૂં ભાષ્ય;
ત્રણ અવસ્થાએ તાપ છે, તે કરૂં પ્રકાશ.. ૧૦

પ્રથમ શિષ્ય તે ઉપજે, પછી સવાદે થાય;
સામાને નવ છતીએ, તોએ તાપ નવ જાય. ૧૧

શિષ્ય તે જો વિસરે, કે વળી છતે આપ;
ન્યુનાધિક સંગ મળે, તોએ પ્રગટે તાપ ૧૨

માટે બ્રહ્મ વિદ્યાને કારણે, ગુરૂ કીધા તેહ,
શ્રુતિએ એ સાક્ષ છે, તેમા નહિ સંદેહ ૧૩

જે બ્રહ્મા થકી પ્રાપ્તિ હુતી, તે આપી તતખેવ,
સુણતામા શિતળ થયા, નારદ મુનિ તે એવ. ૧૪

જેહમા ધ્યેય ધ્યાતા ન સંભવે, અખંડ અદ્વૈત એકરસ;
ત્યાં જ્ઞેય[1] જ્ઞાતા ને જ્ઞાન પણ, સર્વે થયુ સમરસ ૧૫

ત્યારે શિષ્ય કહે સ્વામી સાભળો, બ્રહ્મ વિદ્યા કહી જેહ,
વેદ પુરાણ શાસ્ત્ર થકી, અળગી કહી તેહ ૧૬

એટલા થકી નવ ઉપની, નારદ મુનિને જેહ;
માટે સ્વામી શિઘ્ર કહો, જેમ જાય સંદેહ ૧૭

એવું સુણિ ગુરૂ બોલિયા, સાભળ શિષ્ય વચન,
એ ઘણી ઝીણી વાત છે, સાવધ રાખે મન. ૧૮

સમશ્યામાં સમજાવુ, ભાઈ જ્ઞાન કેરી વાત
પટ ને પાસા વિના નવ થાએ કાઈ સત્ય ૧૯

માટે સમજજે સાવધ થઈ, કહું તુને વૃત્તાંત,
ઉત્કૃષ્ટ નિકૃષ્ટ[2] ઉપજે, વિદ્યા કહે વેદાંત ૨૦

જેમ પયમાહે પદાર્થ પાય છે, તે જુગતે આવે હાથ:
શ્રમ ને સામગ્રી જોઈએ, વળી સંગી સાથ ૨૧

---

૧ જ્ઞેય—જાણવા યોગ્ય ૨ નિકૃષ્ટ—અધમ.

[1]દુગ્ધ દધી [2]નવનીત ઘૃત, ને પાંચમી તે [3]તક્ર
પણ વરણુ સંગે સંભવે, સ્વાદ જેહનો સક્ર[4] ૨૨

તે પ્રયત્ને પામીએ, અને કદાં વળી જાય
તો પદરથ શું કહું, જો પયજ નવ પીવાય. ૨૩

માટે એમ તું જાણજે, સર્વમાં વિદ્યા બ્રહ્મ;
સાંભળ શિષ્ય તો સાંપડે, જો કરે કોડે શ્રમ. ૨૪

તે માટે નારદે ગુરૂ કર્યા, કાઢી આપ્યું ઘૃત;
સનક સનંદન ગુરૂ થકી, પામ્યા પદારથ તર્ત. ૨૫

ગુરૂ કહે નારદી શ્રુતિ વિષે, સ્વમુખે કર્યું વિખ્યાત;
ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, એ અન્ય કહી છે વાત. ૨૬

હવે તાપ ત્રિવિધિ જે કહ્યા, તેહનું સુણ કહું નામ;
ક્યે અવસર પ્રકટે, અને શ્યાં કરે તે કામ. ૨૭

[5]અધ્યાત્મ; [6]અધિભૂત, અધિદેવ[7] જેહ;
એ ત્રિવિધિ તાપ છે, સાંભળ શિષ્ય કહું તેહ. ૨૮

સ્વદેહ થકી જે પ્રગટે, અધ્યાત્મ તો તેહ;
પંચમહાભુત થકી પ્રગટે, અધિભૂત તો તેહ. ૨૯

અને દેવ થકી જે પ્રગટે, તે અધિદેવ કહેવાય;
એ ત્રિવિધિ કહ્યા, એથી અનાવૃતિ થાય. ૩૦

એ તાપ ત્રિવિધ પરહરે, જ્યારે સુવિચાર તે થાય;
જગત તે સ્વપ્ન વસે, તે બ્રહ્મવિત કહેવાય. ૩૧

પછી સુષુપ્તિ અવસ્થા સાંપડે, ત્યારે આનંદ પામે જીવ;
અવિદ્યા ઉપાધી ટળી, ત્યારે સ્વસ્વરૂપી શિવ. ૩૨

સુષુપ્તિ સમાધિ સુર્ણા વિષે, દશા વ્યાપે જેહ;
અખંડ જેહને રહે, [8]ભુમા કહીએ તેહ. ૩૩

અદ્વૈત પદ જે પામીઓ, શું કરે સાધન;
ભિન્ન કાંઇ ભાસે નહિ, તો કહાં લાગે કહો મન. ૩૪

---

૧ દુગ્ધ–દૂધ. ૨ નવનીત–માખણ ૩ તક્ર–છાશ. ૪ સક્ર–સાકર જેવો મીઠો (?) ૫ અધ્યાત્મ–આત્માનું. ૬ અધિભૂત–પંચ મહાભૂતનું. ૭ અધિદૈવ–દેવનું. ૮ ભુમા–ભૂમન–અતિશયપણું–વિરાટ પુરૂષ.

બ્રહ્મ અદ્વૈત કેમ માનીએ, કહો સ્વામી તે વાત;
જેથી સંશય નિર્ગમે, તે કરો વિખ્યાત. ૩૫

પ્રલય સમે તે પામીએ, અદ્વૈત બ્રહ્મ છે જેહ;
માટે એ તે એક છે, એહમાં નહિ સંદેહ. ૩૬

સૃષ્ટિ પહેલા શું હતું, અને સૃષ્ટિ સમાશે ક્યાંય ?
એમાં સંદેહ શો રહ્યો, વિચારો મન માંય. ૩૭

તે બ્રહ્મ રૂપે જાણનો, કુટસ્થ થકી વળી અન્ય;
એજ ભૂમા જાણજે, સાંભળ શિષ્ય વચન. ૩૮

પરિચ્છેદ એહને છે, નહિ દેશ કાળ પરિમાણ;
સર્વવાસિ સદોદિત, સ્વયં પ્રકાશ તું જાણ. ૩૯

સુષુપ્તિમાં સંભવ છે, જે આનંદ અખંડ;
તે ઉભયતાએ ના નિપજે, જે ફરે સકળ બ્રહ્માંડ. ૪૦

પણ આનંદ ભોક્તા એ નથી, એહનો સાક્ષી જાણ;
એ નિર્લેપ કહી લેપે નહિ, સાંભળ શિષ્ય તું વાણ. ૪૧

જીવ આ વિલય પામે, હૃદયાકાશની માંહે;
ઇન્દ્રિ સકળ અલગ થઇ, તે સુષુપ્તિ કહેવાયે. ૪૨

સ્થૂલ સૂક્ષ્મ શરીરના પ્રપંચો જ્યાં લેહ;
સુષુપ્તિ અવસ્થા તેહને, શ્રુતિસ્વ મુખે કેહ. ૪૩

દ્રષ્ટાંત તેહનું જે કહ્યું, શ્રુતિ સ્વમુખે જેહ;
સાંભળજે સાવધ થઈ, કહું તુજને તેહ ૪૪

વળી બ્રહદારણ્ય ઉપનિષદ, છે યજુર્વેદનું જેહ;
છાંદોગ્ય ઉપનિષદ, શામ વેદનું તેહ. ૪૫

તેહમાં આશ્વાલ્યની શાખા મધ્યે, કહ્યું છે દષ્ટાંત;
તેહમાં પાંચનો પટંતરો, દાખવું દષ્ટાંત. ૪૬

[1]શકુની [2]સુપર્ણ કુમાર, નરપત, વળી મહા બ્રહ્મણ્ય જેહ;
પ્રથક પ્રથક ગ્રીછવું, સાંભળ શિષ્યનું તેહ. ૪૭

જે શકુની સરખો દોરડો, તે દેશ દશા જેમ ધાય;
પછી અધિષ્ઠાને આવી બેસે, ત્યારે સુખી થાય ૪૮

૧ શકુનિ–એક જાતનું પક્ષી. ૨ સુપર્ણ–સોનાપ્રાણી–ગરૂડ.

તેમ જીવ મને બાંધીઓ, ઉપાધિ ઉપર ધાય;
તે જેમ જેમ આવો સાંચરે, તેમ તેમ તે તણાય. ૪૯

અધિષ્ટાને આપ્યા વિના, કદા ન ભાંગે ભ્રાંત;
સુષુપ્તિ જો સાંપડે, તો સદ્ય વ્યાપે શાંત. ૫૦

વળી સુપર્ણું તેજે સીચાણો, જેહની ઉધર્વરેતા ગત્ય;
પણ નેડા વિના તેહને, નિવતિન વ્યાપે શાંત. ૫૧

જ્યારે આલેપ આવવા ઇચ્છા કીધી ત્યારે પાંખ કીધી સંકીર્ણ;
લોટ પોટ થઇને પડયો, સંકલીને ચર્ણ. ૫૨

એમ સુષુપ્તિને કારણે, ઇચ્છા કરે છે જીવ;
અજ્ઞાન ઉપાધિને તજી, સદ્ય થાયે શિવ. ૫૩

હવે બ્રામણ મધ્યે ભાખીઉં, જાબાલી શ્રુતિ જેહ.
અથર્વ વેદ ઉચ્ચરી, કહું તુજને તેહ. ૫૪

કુમાર જે મસ્તન પાન કરીને, સ્હેજે કીધું શયન;
તેમ આનંદમાં રમે, જેમ ઝાઝા જળમાં મીન. ૫૫

તેહને અવિદ્યાના અંકુર નહિ, નહિ વિષય ઇંદ્રિય જ્ઞાન;
એવા આનંદમાં રમે, તે સુષુપ્તિ સમાન. ૫૬

વળી સામરાજ્ય જે કહાવીયું, તેના શિતળ થયા સર્વ અંગ;
તેમ સુષુપ્તિમાં જે સુતો, તેહવા તેના ઢંગ. ૫૭

વળી મહા બ્રાહ્મણ તણું, મન સ્થિરતા પામ્યું જેમ;
સુષુપ્તિમાં સ્થિરતા પામે, અન્ય જન તે જેમ. ૫૮

જેહને કલ્પના પરહરી, જાણ્યો સઘળો મર્મ;
બ્રાહ્મણ તેહને ભાખીએ, જેકો જાણે બ્રહ્મ. ૫૯

એમ સુષુપ્તિમાં સ્થિરતો પામે, ચપળતા નહિ લેશ;
અવિદ્યા અંકુર નહિ, નવ સંભવે કાંઇક લેશ. ૬૦

ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, બ્રહ્માંડ ભર્યું ભરપુર;
તેમાં ત્રણ દષ્ટાંત કેમ કહ્યાં, અન્ય નહિ કો શુર ? ૬૧

ત્રિવિધ જે જગત કહાવે, સુણ શિષ્ય કહું વાણ;
અવિવેકી, વિવેકી, મહા વિવેકી, એ ત્રિવિધિએ જાણ. ૬૨

વિવેકીમાં રાજા સુખી, અવિવેકીમાં બાળ;
મહા વિવેકીમાં બ્રાહ્મણ સુખી, બીજા આળ પંપાળ. ૬૩

માટે સુષુપ્તિમાં સુખ પુરણ, બીજે નહિ કહીં લેશ;
અને જાગ્રત સ્વપ્ન વિષે, સદા જીવને કલેશ. ૬૪

માટે સુષુપ્તિમાં સુખ પુરણ, વળી એક દૃષ્ટાંત;
કૈવલ્ય ઉપનિષદ મધ્યે, કહું છું દૃષ્ટાંત. ૬૫

જેમ કામિની હોય કામી સંગે, તેહને નહિ અન્ય વિચાર;
બાહ્યાભ્યંતર જાગૃત કેરા, સમ્યા સકળ વહેવાર. ૬૬

અદ્વૈત નર તે સમ સુષુપ્તિ સામાન્ય;
કોટી કોટી કારજ ભરો, પણ નહિ અન્ય કાંઇ જ્ઞાન. ૬૭

તેમ સુષુપ્તિ વિષે જે સૂતો, સંપૂર્ણ તેને સુખ;
એક દશાને પામીઓ, લેશ ન સંભવે દુઃખ. ૬૮

માટે [1]મૃદુલ સેજ કરે, [2]પર્યંક ધરે એકાંત;
સુષુપ્તિને કારણે, જેથી વ્યાપે શાંત. ૬૯

જેથી બ્રહ્માનંદ તે પ્રગટે, ભાઇ માટે ખરચે દ્રવ્ય;
સુષુપ્તિને કારણે, ઇચ્છે શક્રાદિક સુર સર્વ. ૭૦

એ સુણતે સંશય ઉપજ્યો, પુછું સુણી સ્વામી વાત;
ઉપાદાન પણ એ તણું, દિસે છે વળી વાત. ૭૧

સ્વયંપ્રકાશક કહી હતી, તેહનું કારણ શું ?
ઉપાદાન તો ઉચર્યો, તે મારે મન વસ્યું. ૭૨

સુષુપ્તિ તો વિષયથી પ્રગટે, ત્યારે શું વિષયાનંદની જાત;
સંશય સમૂહ જે સંભવ્યો, તે છેદીએ તાત. ૭૩

સાંભળ શિષ્ય તુજને કહું, તે વિષય કેટલી વાર ?
અજ્ઞાનનું આવરણ થયું; ત્યારે સમ્યા તે નિરધાર. ૭૪

નિદ્રાવશ નથી જાણતો, એ સેહેજ કે [3]સમશાન;
ત્રિપુટી ત્યાં ટળી ગઇ, જે જ્ઞાતા જ્ઞેય ને જ્ઞાન. ૭૫

પ્રપંચ સર્વ સૂક્ષ્મ તણાં, તે સમ્યાં શાનો ભોગ;
પહેલી અવસ્થાએ પ્રગટે, પછી નહિ ભોગવો જોગ(યોગ) ૭૬

ચિદાભાસ ભળી ગયો, અને ઇંદ્રિય થઇ સર્વ લીન;
ધ્યેય ધાતા ત્યાં નહિ, જેમ સુકે [4]સર જળ મીન. ૭૭

મૃદુલ–કોમળ. ૨. પર્યંક–પલંગ. ૩ સર–તળાવ.

ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, ચિદાભાસ નહિ તદા;
તો પાછો કોણ ઉત્તર વાળે, જાગૃત કાળે જદા. ૭૮

કુટસ્થ સર્વાંતિત છે, જે ભૂમા નામ કહેવાય;
નિરાલંબ નિર્લેપ છે, તે સુખે કાળે થાય. ૭૯

સાંભળ શિષ્ય તુજને કહું, એમ બોલ્યા ગુરૂવચન;
ઉત્તર એહનો આપશું, સાવધ રાખે મન. ૮૦

જેમ અગ્નિ સંગે આજ ઓગળ્યું, તતક્ષણ થયું એક ધાર;
થોભ્યું કાંઇ રહે નહિ, માનજે નિર્ધાર. ૮૧

પછે વાયુ વરણને યોગે, જામ્યું અને દ્રઢતા પામ્યું જેહ;
તે ઉપર કાંઇ અન્ય રહે, એમાં કાંઇ સંદેહ ? ૮૨

પાત્ર પોતે લેવી ધરને ? ને રહ્યું મોંહેનું માંય;
તે પાત્ર પુર કીજીએ, ત્યારે સિદ્ધ જડતા જાય. ૮૩

માટે વાસના વાસણ મધ્યે, ચિદાભાસ ગળ્યો તો જેહ;
તે જાગ્રત કાળે માનતો, ને કહે મારી દેહ.

માટે સુષુપ્તિને નથી સાધન, સ્વયં પ્રકાશ કહેવાય;
ઉપાદાન મળે નહિ, તે ગુરૂ કૃપાએ થાય. ૮૫

જેમ સાંખ્ય વાદી વર્ણવે, જે યાગ્ય સ્વયં પ્રકાશ;
અને બુદ્ધવાદી વર્ણવે, જે બુદ્ધિ છે અવિનાશ. ૮૬

તેમ વેદાંતિ જે વર્ણવે, આત્મા સ્વયં પ્રકાશ,
ત્રિપુટીથી અળગો સદા, અખંડ અવિચળ અવિનાશ. ૮૭

તેમ આત્મદશાએ અનુભવે, અન્ય નહિ ઉપાય;
તેમ ન વાણીથી વેગળો, નિગમ નેતિનેતિ કરી ગાય. ૮૮

ને ગુરૂ કૃપાએ પામીએ, સાંભળ શિષ્ય વચન;
એ અધ્યાય નિત્યે ભણે, સાવધાન રાખી મન. ૮૯

આત્મા અનુભવ્યો જાણીએ, જ્યારે પ્રગટે અદ્વૈત જ્ઞાન;
પરમપદને પામીઓ, જો ભુલ્યો દેહ અભિમાન. ૯૦

"જીવન્મુક્ત તે જન થયો, તેમને નહિ પુનરાવર્ત;
-જ્ઞાન જે ઘડી ઉપજ્યું, તે ઘડી મુક્તિ સર્ત. ૯૧

એ અધ્યાય નિત્યે ભણે, એહનું કરો પ્રયત્ન;
જીવન્મુક્તિ જાણશો, ભાખ્યો જગજીવન ૯૨

इतिश्री गुरुशिष्यसंवादे सप्ताध्यायीएकाकारटीकायां षष्ठोऽध्याय.

વળી શિષ્ય વાણી ઉચરે, સાંભળો સ્વામી વાત,
હવે સંશય સૂક્ષ્મ રહ્યો, તેહને નિવારો તાત ૧

વેદ કર્મ તો વર્ણવ્યાં, પુરાણે વ્રત તીર્થ મહિમાય;
શાસ્ત્ર નામ તે વેગળાં, ત્યારે કહ્યું નિશ્ચય કહેવાય. ૨

અને બ્રહ્મવિદ્યા વિના, સ્વામી કરે કોટી ઉપાય;
અપરોક્ષ જ્ઞાન ન ઉપજે, તે તમો કહ્યું ગુરુરાય ૩

માટે વેદાંતનું સિદ્ધાંત કહો, જેણે સંશય મનનો જાય;
અનુભવે એવું ઉચરો, પુછું લાગી પાય. ૪

સંકેતમાં સમજાવજો, મારા ગુરુજી દીનદયાળ;
ગ્રંથ ઘણા સાંભળતાં, આવી પહોંચે કાળ. ૫

અને સંશયમાં નર જે મરે, તે સિદ્ધ ધરે અવતાર;
ભરતજી સરખા સાંભળ્યા, એમાં કાંઈ વિચાર. ૬

માટે સંશય શીઘ્ર નિવારીએ, દયા કરી ગુરુરાય,
અપરોક્ષ જ્ઞાન કેમ ઉપજે, અને જીવપદ કેમ ન જાય? ૭

બ્રહ્મપ્યારણ્ય ઉપનિષદ વિષે, એક સુણી નૌતમ વાત,
મંકોડે ઇંદ્ર પ્રત્યે કહી, રીતે વિખ્યાત ૮

ઐરાવત આરોહણ કરી, શક્ર શિકારને જાય;
લાહાર મંકોડા તણી દીઠી, મહાવીર માય. ૯

તેહમાં એક મોટો તે હતો, થઈ પરસ્પર દ્રષ્ટ
ત્યારે શક્ર સામું જોઈ હસ્યો, કહે કર્મ કેરાં કષ્ટ. ૧૦

ત્યારે મંકોડો મુખ ઉચર્યો, સાંભળ સુરપતિ રાય;
બ્રહ્મરસ પીધા વિના, સુખ દુઃખ ન જાય. ૧૧

અવતાર મહારા સાંભળો, કહું શક્ર તે વાણ;
અંડજ ઉદ્ભિજ સ્વેદજ હું, ભમ્યો જરાયુજ ખાણ. ૧૨

વળી ચૌદીસ વાર બ્રહ્મા થયો, ઇંદ્ર અઠ્ઠાવીસ વાર;
અને આજ પેટ મકોડાનો, મેં ધર્યો છે અવતાર. ૧૩

શું રાચે એ સુખથી, છે સરસવ કર પરિમાણ;
તપ સુધી ભોગવી પછે, ફરી ચારે ખાણ. ૧૪

માટે અવતાર ઉત્તમ માનવીનો, જેણે થાય બ્રહ્મ વિચાર;
અપરોક્ષ જ્ઞાન જો ઉપજે, તો છુટશે સંસાર. ૧૫

એહવું સ્વામી સુખ સુણ્યું, અને ઉપનિષદનો અર્થ;
માટે બ્રહ્મવિદ્યા પેખીએ, ધો સદ્ગુરૂ સમર્થ. ૧૬

એવું સુણી પ્રસન્ન થઇ, ગુરૂજી વદ્યા વચન;
વેદાંતનું સિદ્ધાંત કહું, સાવધ રાખે મન. ૧૭

આદિ પુરૂષ અકર્મ અવ્યય, અપ્રમેય અપાર;
અનંત ઇશ અજ અક્ષર, અનાદિ અનાકાળ. ૧૮

નિરાલંબ નિર્લેપ નિર્ગુણ, નિત્ય ને નિરભેય;
નિરંજન નિશ્ચય નામક, નિગમ એવું કેય. ૧૯

સતચિત્ આનંદ સુદોદિત, શુદ્ધ બુદ્ધ સ્વયં પ્રકાશ;
એક રસ અખંડ અદ્વૈત, અચલ ને અવિનાશ. ૨૦

તે વિશ્વ માંહે વ્યાપી રહ્યો, તુને દાખવું વૃતાંત;
સાંભળજે સાવધ થઇ, વેદાંતનું સિદ્ધાંત. ૨૧

જેમ [1]ભાંડ માત્ર તે મૃતિકા, ઉપાધિએ અળગા પડે;
પણ નામ રૂપ તે મોડતે, તેમાંથી પછી શું જડે. ૨૨

જે હતું પછે તે રહ્યું, ઉપાધિ જ્યારે અળગી થઇ;
પ્રત્યક્ષ પારખું પેક્ષ્ય દ્રષ્ટે, જે હુતી તે થઇ રહી. ૨૩

વળી કનકથી કુંડલ પ્રગટે, ભુષણથી ભિન્ન તે કહાવીઆ;
પણ નામ રૂપ નિમોડતાં, સહેજે સુવર્ણમાં આવીઆ. ૨૪

મૃતિકાનું મંદિર કીધું, નામ તેહનાં બહુ થયાં;
ઉપાધિ અળગી નીસરી, ત્યારે કાષ્ટ માટી થઇ રહ્યાં. ૨૫

લોહ થકી જેમ ખડ્ગ પ્રગટ્યું, નામ તે ન્યારું થયું;
પણ નામ રૂપ તે મોડતે, પછે તેહમાં કહે શું રહ્યું ? ૨૬

વળી ધાતુ કેરાં પાત્ર પ્રગટે, નામ તેના બહુ કહે;
ઉપાધિ અળગી કાઢતે, પછી તેહમાં શું રહે ? ૨૭

ઉપાધિ સંગે નથી અળગાં, કહેવામાં [2]વેરો પડે;
એ જુગતિ વિના વાત ઝીણી, કહો કઇ રીતે જડે ? ૨૮

૧ ભાંડ-હાલ્લાં. ૨ વેરો-આંતરો-ભેદ

ઉત્પત્તિ પહેલું શું હતું, ને વર્તમાને કંઇ ચેરા પડે;
પ્રલયે કંઈ પલટાતું નથી, પણ જુક્તિ હોય તો જડે. ૨૯

તેમ ત્રણ કાળે ખડા વર્તે, ઉત્પત્તિ, સ્થિતિ ને લય;
ઉપાધિ યોગે ભિન્ન ભાસે, તે થાત્ માટે કેહ. ૩૦

ઘટમઠાદિક દેહ જાણે, તેથી ભિન્ન મહદાકાશ,
જ્યારે ભાડનુ શું કારણ છે, વસ્તુ છે અવિનાશ. ૩૧

તે નહિ રક્તપીત શ્વેત, શામ, નહિ નીલ નહિ શૂન્ય;
પૃથ્વી નહિ પાણી તેજ વાયુ, વળી નહિ તે અન્ય. ૩૨

હ્રસ્વ નહિ દિર્ઘ નહિ, નહિ સ્થૂલ ને સૂક્ષ્મ,
ધર્મ કર્મ નહિ સભવે, નહિ સંકલ્પ વિકલ્પ નીમ. ૩૩

કામ ક્રોધ લોભ નહિ, નહિ મોહ મત્સર અહંકાર;
ઇર્ષા, દ્વેષ ને કલ્પના, નહિ તૃષ્ણા વિકાર ૩૪

પ્રપંચ નહિ ને ગુણ નહિ, નહિ અવસ્થા ભોગ;
જ્ઞાનઘન પૂર્ણાનંદ, પૂરણ આનંદકંદ સુખ ભોગ. ૩૫

અનિર્વચનીય અનાદિ વિદ્યા, તેહને જોગે જેહ;
ઉપાધિ માત્ર ભિન્ન ભાસે, પ્રિછવું તુજને તેહ. ૩૬

જેમ અગ્નિ થકી [1]વિસ્ફુલીંગ ઉડે, કાષ્ટ કેરે જોગ;
[2]દારૂક ભાન તે પરહરીને, કરે [3]ભાવુક ભોગ ૩૭

પ્રત્યક્ષ પારખું પેખ દ્રષ્ટે, એ અનિર્વચનીયના કામ;
અખંડ ને ખંડિત દેખાડે, મિથ્યા મુકી નામ ૩૮

પણ ભોક્તા એહનો ભિન્ન છે, તે ભાતે ભાસે એહ,
સાક્ષીવાન ચૈતન્ય છે, એમા નહિ સદેહ. ૩૯

સપ્તદશની જે સૂક્ષ્મ દેહ, તેમા ચૈતન્યનો આભાસ;
તે ચાળા એહેવા કરે, તેહનું નામ ચિદાભાસ ૪૦

કર્તવ્યપણું તે ગૃહિ રહ્યો, અને કર્મ ન તૃપ્ત થાય;
ઇચ્છાએ તે અવતરે, વાસના વશ કહેવાય ૪૧

કહ્યું કોનું માને નહિ, કરે ગમતું મન,
ત્યારે તેનું શુ કારણ છે, સાભળ શિષ્ય વચન. ૪૨

તેણે તેને ઓળખ્યો, ત્યારે તર્ત ટીટી જાય;
જેમ લવણ જળથી ઉપન્યું, અને મળ્યે એકજ થાય ૪૩

---

૧ વિસ્ફુલિંગ–તણખો. ૨ દારૂક–લાકડાનો. ૩ ભાવુક–ભાવતા, મંગળ.

ઉપાધિ જોગે ભાખીઉ, બાકી તો છે એક;
સત્ય હોય તો કેમ ટળે, એમ વદે વિવેદ. ૪૪

માટે પ્રથમ એહને સંગ જોઇએ, તો થાય શ્રવણ મંનન;
એહનો એજ કરે આદર, અન્યનું નહિ પ્રયત્ન. ૪૫

મોક્ષ માગવી એહને, અને કરે અભ્યાસ
પછી મિથ્યા એ મિથ્યા મટી ગયું, ત્યારે સહેજે સત્ય પ્રકાશ. ૪૬

પોતે ઇચ્છાએ આચરે, જો આવ્યો હોય ત્રાસ;
નહિ તો શિષ્ય તું સાંભળે, કરે વાણીનો વિલાસ. ૪૭

શ્રવણ તેહને શું કરે, જો મનન નવ થાય;
શબ્દ સાર સંસારનો, મોહ તે નવ જાય. ૪૮

કેશરનો ક્યારો કર્યો, અને ગંગાજળ તે પાય;
( અને ) ખાતર કસ્તુરી તણું, તોએ લસણ ગંધાય. ૪૯

એરંડો ઇક્ષુ એકઠાં, એક ક્યારે થાય;
સ્વભાવને ન પરહરે, એક કુવે પાય. ૫૦

વળી મલિયાચલના વનમાં, વાંસ વૃક્ષ તે થાય;
પણ લેશ વાસના લે નહિ, પોલાણ પણ નવ જાય ૫૧

એહવાં દૃષ્ટાંત અતિ ઘણાં, કહેતાં ન આવે પાર,
તે સંગ ફળ પામશે, જેને નહિ વિકાર. ૫૨

હારશે હર મેલશે, ચૂકશે[૧]મમેતિ મન
ત્યારે ગ્રંથી ભેદશે, તુ સાભળ શિષ્ય વચન. ૫૩

કર્મ કિયા વેદે કહી, અને તીર્થ વ્રત પુરાણ;
પણ નેપો થએ તો આદરે, વદે વેદાંતે વાણ. ૫૪

દૃષ્ટા થઇ પોતે રહે, તે કહીએ નવ લેપાય.
કલ્પના સર્વ મીટી ગઇ, ત્યારે કર્મ શે થાય? ૫૫

પોતાતણું જેણે પરહર્યું, જાણી સઘળો મર્મ;
ભ્રાંત મનની નીસરી, ત્યારે ક્યાં ભેટશે કર્મ? ૫૬

ખોટું તો ખુટી ગયું, એક જાને એય;
સર્પ જાને ભય ગયો,[૨]રજ્જુ એકલી રેય. ૫૭

નિરખતે નર નિર્ભય થયો, નહિ ત્યાં સુધી ત્રાસ;
જેહને નાખવું ઇચ્છનો, તેજ મુખએ વાસ. ૫૮

જોતા જુક્તિ જડી ગઇ, મર્મસર્મ[૩]ની હાણ,
આશીવંત સુખે રહે, નહિ કશાની તાણ. ૫૯

---

૧ મમેતિ-મમત ૨ રજ્જુ-દોરડી ૩ સર્મ ( શર્મ ) સુખ

જેમ સૂર્યની સત્તા વડે, વર્તે સકળ સંસાર,
ઉદયાચળ અસ્તાચળ, પ્રયત્ન કરે જગત વહેવાર
વિપ્ર તે વેદ ભણે, અને પથી માર્ગે જાય,
કોઇ [1]કુકેટ બોલીઆ, તીર્થવાસી જાય, ૧

જપ તપ તીર્થ આચરે અગ્નિ હોત્રી દેહોત,
પશુપક્ષી પરવર્ગો, પ્રકાશ અવનિ હોય ૬
ભક્ત ભજન તે આદરે, સાધક તે સેવન
ક્રિયા તે તત્પર થયા, સાવધાન પરદર્શન ૬

[2]પરાઠી પશાઠને અને [3]તુમ્બે લૂટવા જાય
પારધિ પક્ષી પ્રકારનો, એમ સહુ તે ધંધે થાય ૬૪

એમ અન્યો અન્ય આચરે (આશરે) વર્ણાશ્રમના ધર્મ,
સૂર્યની સત્તા વડે મટે, તેહને નાઇ કર્મ ૬૫
વિચારી જો મનમા રવિને પુન્ય કે પાપ,
એથી અદકુ શુ કહુ, હવે ખોળ પોતાનુ આપ ૬૬

સત્તા આત્માની વડે, કરે ઇંદ્રિય વહેવાર,
કર્મ કોને મેસશે જેને નહિ આકાર ૬૭
સૂર્યવત્ સાક્ષી રહે નહિ અંતર તો ગે
મનસા વાચા કર્મ તુ તેહે નાહ લેપાયે ?

નથી તેહને બાધના ચો. લોકમા કોય
સિદ્ધાંતની સાખે ક , સાભળ જે તુ સોય ૬૯
પણ ચિદાભાસ ચાળા કરે, જો ઓળખે રહે નર ન એહ
તો અહતાર પણ તે એતમા નહિ સંદેહ ૭૦

એહને એહે જાણીએ, ત્યારે એહમા લેપ
જેમ [4]મીરચી મસ્તક આવીઆ, છાયા તે ના રે। ૭૧

એક રસ અદ્વૈત અવ્યય અખંડ જે અવિનાશ
[5]અપ્રમેય અનંત [6]અજ આપે આપ પ્રકાશ ૭૨

એવો વળે આત્મા તે અનુભવે ઓળખ્યા।
ત્યારે અખંડ આનંદ ઉપજે, જે વાણી નવ વરણવાય ૭૩
ફરી ફરીને થાકશે તોયે નાવે પાર
જુગજીવન જેમ તેમ છે, આનંદનો ભંડાર ૭૪

इतिश्री गुरुशिष्यसंवादे समाप्यायी एकाकारटीकायांसप्तमोध्याय।

સપ્તાધ્યાયી સમાપ્ત

૧ કુકટ-કુમ્ટા ૨ પરાઠી (?) ૩ તુમ્બે-તુમ્બ લોનીઓ ૪ મીરચી-સૂર્ય
૫ અપ્રમેય-માની ન શકાય એવો ૬ અજ-જન્મરહિત-પરમેશ્વર

મહાત્મા જગજીવનદાસ કૃત

# નરબોધ.*

( ભક્તિ વૈરાગ્ય જ્ઞાનરૂપે )

---

( ધનાશ્રી )

શિષ્ય ઉવાચ:—

સર્વવાસી સદ્ગુરૂ સ્વામીજી, શિષ્ય પ્રશ્ન પુછે શીર નામીજી;
એક આશંકા અંતર ઓધજી, તે તમે ટાળવા છો પ્રભુ યોગજી. ૧

ઉથલો.

સંશય ટાળવા સદ્ગુરૂ સ્વામી, ધરો છો તમો દેહ;
પરમાર્થે પ્રભુ પ્રગટ્યા છો, એહમાં નહિ સંદેહ. ૨

પ્રશ્ન પુછું એટલું, નરબોધ કેરી નિત્ય,
પ્રગટ્યા પંચ મહાભૂત કેરૂં તે કહો સઘળી રીત. ૩

શરીર સત્ર સમજાવીએ, પ્રભુ જડે એ થકી બ્રહ્મ;
ઉપનિષદનો અર્થ અનુભવે તો, છૂટે ત્રિવિધિ કર્મ. ૪

અન્ય કોઇ કાર્ય નથી, પ્રભુ કાર્ય મોટું એહ,
સ્વમુખે સ્વામી ઉચરો, થાય નર વિદેહ. ૫

શ્રી ગુરૂ ઉવાચ—

પ્રશ્ન તે એ પૂછીયું તે, બ્રહ્મ વિદ્યાનો ભેદ;
નેતિ નેતિ નિત્ય ભણે છે, એહને ચારે વેદ. ૬

ઓધ અધિકારી કહુ, સુણ્યુ શ્રોતા કેરો ધર્મ,
કોને પુરાણ અને શાસ્ત્ર, તે તણા વળી મર્મ. ૭

---

* મહાત્મા જગજીવન વિષે માત્ર એટલુંજ જાણવામા આવ્યુ છે, કે તે ચરોતરના રહીશ હતા, અને પાછલા વખતમા ભાવનગરમા રહેતા. તેમની કવિતાનો ગુટકો ભાવનગરમાથી ખરીદ્યો હતો, અને તે શોધીને અમારા સ્વ. બન્ધુ રમણલાલે તૈયાર કર્યો હતો, તેથી તેમના નામથી છાપવામાં આવે છે,

અધિપતિ.

મુક્તિને માગે નહિ, કૈવલ્ય સુધી એવ;
[1]નિરાલંબ જો રહ્યા જાય, સિદ્ધ સાધક તે તેહ. ૨૧

જીવન્મુક્ત દશા પામીએ, તે શું સુખ કહો માગે ?
તેણે કૈવલ્યની ટાળી કલ્પના, તેનું ચિત્ત કહો ક્યાં લાગે ? ૨૨

જેમ અનલ ઇંડું અવનિ નાવે, હ્રદ જળે ન રહે હંસ;
તેમ તત્વજ્ઞાનીને જાણીએ; તેણે કર્યો સમ્મતિ (?) નો ધ્વંસ. ૨૩

તેહને આશ્રમનું અભિમાન નહિ, નહિ ત્રિવિધિ ટેક;
ક્યાં સંભવે ત્રક એને જાય, જ્યારે વસી વસ્તુ એક ? ૨૪

સંસાર તેહને શું કરે, રહે પદ્મ-પત્ર ને નીર;
અવતરવું ને ઉગરવું, પણ સ્પર્શ ન થાય શરીર. ૨૫

જળનો ભાર જેમ મીનને, અને ડુંગરનો દર્પણ;
તેમ શવનો ભાર તું જાણ, એ જ્ઞાનીને અર્પણ. ૨૬

એહને ઉભય તો ટળ્યા અંગથી, પ્રારબ્ધ કેવા માત્ર;
પણ તે વ્યુત્પન્નનું વચન નહિ, વદે વિષય કેરાં પાત્ર. ૨૭

જ્યાં વિષય વન્હિ પ્રગટ્યો, તે દાવાનળથી દીર્ઘ;
તે નર એવા જાણવા, જાય જેવા [2]નુગરા [3]ઉર્ગ. ૨૮

તે વિષય વન્હિ તો સમે, વૈરાગ્ય જળ છંટાય.
તે ઉપજે શરીર ભાસે, સુણ તે શીતળ થાય. ૨૯

તે વિના ટળે નહિ, અને બળે આખું અંગ;
ઇંદ્રિય જો અપંગ થાયે, તોએ ન જાયે ઢંગ. ૩૦

જેમ સુરભી પડી [4]સિકતા મધ્યે, તે કેમ શીતળ થાય ?
નીરને ઠામે ક્ષીર પામે, માટે તાપ શું જાય ? ૩૧

માટે મહદ્ભાગ્ય વૈરાગ્ય છે, અને પરમ સુખ સંતોષ;
તે શરીર ભાસ સમજ્યા વિના, નવ મીટે મનના દોષ. ૩૨

જ્ઞાનનું ઘર વૈરાગ્ય છે, જેમ અહરયને ધામ;
તે ઉપજે તે થકી, અને પામે જન વિરામ. ૩૩

---

૧ નિરાલંબ-કેવળ પોતા ઉપર આધાર રાખનાર. ૨ નુગરા-ગુરૂ વગરના, ગુરૂને ન માનનારા. ૩ ઉર્ગ-(ઉરગ) સાપ. ૪ સિકતા-રેતાળ જમીન.

શ્રવણ મનન ને નિદિધ્યાસન, એમ અનુભવ પ્રકાર,
એવું એક થકી આઘો ન આવે, તો વાણીનો વિચાર ૩૪

માટે શબ્દવાદી શ્રવણ એકલું અને મુમુક્ષુને મનન,
નિજરૂપ જાણશે નિદિધ્યાસનને પરિમાણુ મુખ્ય પ્રયત્ન ૩૫

માટે સાંભળજે સાવધ થઈ, તુંને કહું જે યથાર્થ,
વેદાંતના વચન છે, એ ઉપનિષદના અર્થ ૩૬

આત્મા અનુભવ વિના, [1]વ્યુત્પન્નને ભાઈ વાદ,
તે વિના એ ટેક જાણ્યો, કરે સિંહ નાદ ૩૭

માટે સમજ વીના સાન મોટી, વિવાદ તે વણસાડ,
હાર્યે તુજને [2]હાસન છે, તું માનજે તેહનો પાડ ૩૮

(માટે) જ્યાં જઈએ ત્યાં જીજ્ઞાસુ થઈને, સાંભળીએ વચન,
તો તો પૂરણપદી પામીએ, એમ કહે જગજીવન ૩૯

इति श्री नरपीधे काकारया प्रथमोऽध्याय

( રાગ ધનાશ્રી )

એવી પેરે બોલ્યા સદ્ગુરુ વાણીજી,
સાંભળ વીર ચતુર સુજાણજી,

પંચ મહાભૂત વ્યાપક ચારે ખાણીજી
તેમાં શ્રેષ્ઠ જરાયુજ જાણીજી ૧

ઉથલો

[3]જરાયુજ ખાણ જાણ મોટી, એ મોક્ષનું ઉપાદાન,
પણ અવળેખે પાછો અવતરે, છે સમજ વીસ સાન ૨

વાસનાને વશ પડીને, સર્વેશ્વર સુધી જાય,
ક્ષીણ પુન્યે પડે પાછો, કીટ પતંગ તે થાય ૩

વિસ્તારીને વર્ણવું, તું સાંભળ વીરા વાત,
ઉપનિષદના અર્થ છે, એ મહા વાક્ય સાક્ષાત ૪

૧ વ્યુત્પન્ન-શાસ્ત્રોમાં વ્યુત્પત્તિ જાણનાર ૨ હાસન-લાભ, ૩ જરાયુજ-ગર્ભાશય [illegible]
[illegible] ર આણી બીજી ત્રણ ખાણ-અંડજ, સ્વેદજ ને ઉદ્ભિજ્જ

તેમાં હું તું ગળે તથા મન ગળે, અને ગળે માહેથી દેવ;
વિષય બળે વાસના સમે, અને મૂકે અહમેવ. ૫

નામ રૂપ ઉપાધિ આદ, પંચ મહાભૂત પરિમાણ,
વૈરાટ બહુ વિસ્તર્યું, તું સમજ ચતુર સુજાણ. ૬

તેમાં મૃત્યુ લોક મૈથુનની સૃષ્ટિ, સુર રૂપી માનસી જાણ;
મત્સ્યકાદિક સ્વેદજ કહીએ, વૃક્ષાદિ ઉદ્દભિજ ખાણ. ૭

તેમા મહત્વ જન્મ માનવ તણો, સુર થકી શ્રેષ્ઠ કહેવાય,
તે તણી ઉત્પત્તિ સ્થિતિ, લય કહું મહિમાય. ૮

[1]શુક્ર ને શોણિતનો, સમાગમ જ્યારે થાય;
સ્ત્રીના ગર્ભમાં સભવે, માટે જરાયુજ કહેવાય. ૯

પછી કર્મ ત્યા થકી અવતરે, અંડજ ને ઉદ્દભીજ;
સ્વેદજ તે વળી સંભવે, કે જન્મે જરાયુજ. ૧૦

મત્સ્યકાદિક તે સ્વેદજ કહીએ, [2]અહિ પક્ષી તે અંડજ;
[3]ચતુસ્પદ નર જરાયુજ, વૃક્ષલતા ઉદ્દભીજ.- ૧૧

એક ઉદ્દભીજ અળગી કરી, પછે ત્રણ ખાણ રહી જેહ;
તેહને જ્ઞાન ચતુર્ધા સંભવે, સાભળ શિષ્ય કહું તેહ. ૧૨

અહાર નિદ્રા ભય, મૈથુન, તે સર્વેને જાણ;
જ્ઞાન વિવેક નવ પ્રગટે તો, નર પશુ પરમાણ. ૧૩

કમાણો ને કુટુંબ પોષ્યું, રાખ્યો લોક વહેવાર;
અને મુક્તિ માર્ગ નવ લહ્યો, તો નર ખરનો અવતાર. ૧૪

હવે ઉત્પત્તિ શી છે દેહ તણી, સાંભળ વીરા સાન;
અનુભવશે તો ઉતરશે, એ ક્ષણે દેહ અભિમાન. ૧૫

શુક્ર [4]શોણિતનો સમાગમ, તેહનું કાળે થાય;
જો નારી ગર્ભ ધરે નહિ, તો વીર્ય વૃથા જાય. ૧૬

શોણિત અધિક સ્ત્રી ( કન્યા ) સંભવે, રેતે પુત્ર તે હોય;
સામાન્ય નપુસક પ્રગટે, એ ત્રિધા માનવ સોય. ૧૭

---

૧ શુક્ર–વીર્ય. ૨ અહિ–સાપ. ૩ ચતુસ્પદ–ચોપગા. ૪ શોણિત–લોહી.

[1]કુખ્ય અગ ને દક્ષિણ [2]કશે, કદા કરે માતા શયન;
તો પુત્ર પ્રગટયો જાણીએ, જો સેજ સુભાવેકીન (?) ૩૦

ઉદરમાં નવ ઉપજે, કદા [3]શ્મશ્રુ દંત;
પ્રકૃતી વિકૃતિ જેની, કહે છે વેદાંત. ૩૧

ઉદર માંહે ઉપજ્યું, તે પ્રકૃતિ કહેવાય;
અને જન્માંતરે જે સંભવે, તે વિકૃતિ મહિમાય. ૩૨

ચોથે માસે નિપજે, સુણ આગળી ને અંગ;
તે સમે તે જનનીને, થાય કેવા ઢંગ. ૩૩

પુત્ર હોય તો ગર્ભવતિ, અને કન્યાયે ભયભીત;
નપુંસક તે સમભાવે, એ ગર્ભની રીત. ૩૪

વળી માતાને વિષય ઉપજે, તે ગર્ભના જાણ;
તેણે તેહનું કરે પોષણ, ઉપજે કર્મ પ્રમાણ. ૩૫

એ ત્રિવિધિને વશ પડ્યો, તે શુ કરે કહો જન;
જેમ દરવે તેમ બહુ ફરે, અને ધરે બહુ વિધ તન ૩૭

માટે બાધ્ય કરવા એજ છે, શુ પ્રારબ્ધનુ પ્રયત્ન;
જ્ઞાને તે નહિ સંભવે, સાંભળ શિષ્ય વચન. ૩૭

વળી ઉદ્રી ( ઉદધિ ? ) તે નારી કહાવે, બ્રહ્મ કેરૂં પાત્ર;
તેનું સનેહણ જેટલા દિન, તેટલા દિન અન [4]છાત્ર. ૩૮

વળી માતાને જે લોભ વિષય, ગર્ભ સહિત તે થાય;
તે અપત્યને આચરણીએ, ઉપજે અન્યનો ઉપાય. ૩૯

અવિદ્યાના આચરણ સર્વ, વળી કથા કીર્તન દેવ;
દયા દાન ને ક્ષમા [5]આર્જવ, કામ ક્રોધ અહમેવ. ૪૦

અંતઃકરણથી ઉપજે, તે લઇ ભીતરથી ભેદ;
સામું જ્યારે સાંભળે, ત્યારે તર્ત ઉપજે વેદ. ૪૧

પાંચમે તેહને ચિત્ત જાગે, થાય માસ શોણિત તે પુષ્ટ;
છઠે નખ ને [6]લોમ પ્રગટે, યથાયુક્ત તે સ્પષ્ટ. ૪૨

---

૧ કુખ્ય-ગરમી. ૨ કશી-કશ (?) ડુખણું. ૩ શ્મશ્રુ-દાઢી મુછના વાળ. ૪ છાત્ર-શિષ્ય. ૫ આર્જવ-સરળપણું. ૬ લોમ-રૂંઆંટા.

વાયુ દગ્ધ વિધિના વાગે, ત્યાં વળી જઠરાનળનો તાપ;
પવન પાવક બહુ પીડે, એમ કષ્ટ ભોગવે આપ. ૫૬

અશૌચ ક્રમી ભાર પામે, ગર્ભસાદી જેહ;
પ્રત્યક્ષ પેખ પટંતરો, જેમ આ તેમ તેહ. ૫૭

ગર્ભસમાન દુઃખ નહિ બીજું અન્ય;
સાઠ ઘડીમાં એક પળ પણ, ન વ્યાપે શાંતિ તન. ૫૮

સામાન્ય હોય, તો વર્ણવું, સમુદ્ર ન વર્ણવાય;
જે સકળ જળાશય છે, પણ સિંધુ ન કલ્પાય. ૫૯

એમ અપત્ય આપદા ભોગવે, ત્યારે અનુભવ ઉપજ્યો સાંય;
મોક્ષ માટે મહારાજે મુને, આપ્યો અવતાર આય. ૬૦

એવો ઉપાય હવે આચરું, જો નિસરું બા'ર;
સંકટમાં સંતાપ પામ્યો, શિશુ તેણી વાર. ૬૧

એટલે અષ્ટમાં આવીઓ, ત્યારે ત્વચા કરે તેજ;
[1]ઓજ અંગે તે ઉપજે, ત્યારે જાણે એજ. ૬૨

શુદ્ધ વર્ણ શરીરનો, તે તેણે તેજે થાય;
માતા કેરા ગર્ભમાં, અપત્ય તે અકળાય. ૬૩

તે જોરે જો જન્મીઓ, તો નવ જીવે તે બાળ;
આઠમે જો અવતરે તો, તુર્ત પામે કાળ. ૬૪

કિંચિંત કાળ તે કષ્ટ ભોગવે, સંસ્કાર સંચિત;
જન્મ કેરી આશ્રુજે હું, જરમે મારે નિત્ય. ૬૫

હવે કેમ જીવે ગર્ભમાં, તે કરું વિસ્તાર;
અપત્યના અદૃષ્ટ સરખું, કરે માતા આહાર. ૬૬

તે આહારનો રસ થઈ, ઉતરે નાડો નાડ;
અપત્યના ઉદર માંહે, તે પ્રસરે હાડોહાડ. ૬૭

જાતની ને જનેતાની, નાભી નાડી એક;
તે નાડે રસ ઉતરે, સર્વેનો થઈ શેષ. ૬૮

---

૧ ઓજ–તેજ.

દીર્ઘ કષ્ટથી નિસર્યો, અને સંગ [1]શ્રોણિતનો સ્રાવ;
[2]શ્લેષ્મણા ને [3]સુષુમણા, તે નાડીના દ્રાવ. ૮૨

બહાર આવે બોલતું, નથી શે તે બાળ;
અને રૂદનની કેમ શક્તિ, પ્રગટી તે શીરહી જંજાળ. ૮૩

બહાર બંધ છૂટે, એ શ્લેષ્મણા નાડ;
ઉદરમાં રૂદન ન થાયે, તે એહને હતી આળ. ૮૪

જેમ જેમ તે છૂટશે, તેમ તેમ ફુટશે ઉચ્ચાર;
બાળ બોલે બહુ હરખે, સમજજે નહિ વહેવાર. ૮૫

શિશુ અવસ્થા સંભવિ પણ, સુખ નહિ ત્યાં લેશ;
પયપાન આદિ નાના વિધિના, વ્યાપે તેહને કલેશ. ૮૬

પછી કુમાર અવસ્થાએ ક્રીડા, કીધી કાયા સાથે આપ;
આળ કર્યાં અતિ ઘણા, નવ લાધ્યા પુણ્ય ને પાપ. ૮૭

પછી યુવા જનને અંગ વ્યાપી, ભારે થયો ઇંદ્રિય આશક્ત;
સ્ત્રીનો સ્નેહ ને વિષય વધાર્યા, નહિ ભાવ નહિ ભક્ત. ૮૮

જેહને કાજે દેહ ધર્યો હતો, તે વિસાર્યું ત્યાય;
જેમ કામી નર કહે કામિનીને, ભોગકાલે જ્યાય. ૮૯

પછે [4]પરામર્શ નહિ, તેમ કરે તે જન,
વાસના [5]તોષે વિષય પોષે, તાજુ રાખે [6]મત્તન. ૯૦

કાંઇ કુદે કાઇ ફરે, કાંઇ કાઢે દંડ;
પીલીને પ્રસન્ન થાયે, કરે એમ પાખંડ. ૯૧

કવિત્ત સાખી પદ દુહા, દુમેલો ને છંદ;
ગાણા ગાયે શણગાર ને, કરે એમ આનંદ. ૯૨

બંધની બુદ્ધિ નહિ, એમ કરે બેઠો ચાળ;
કહ્યું કોનું નવ માને, ભરે મોટી ફાળ. ૯૩

કામ ક્રોધ મદાંધ થયો, તે નવ દેખે કિંચીત;
આંધળો શો આચરે, જેમ પોતે પામે પ્રીત. ૯૪

---

૧ શ્રોણિત–લોહી ૨ શ્લેષ્મણા કફ–કફની નાડી ૪ સુષુમ્ણા–ઉંઘમા જીવને રહેવાની નાડી. ૪ પરામર્શ–વિવેક, યુક્તિ, ખમવું. ૫ તોષે–સંતોષે. ૬ મત્તન–મદપણું.

કાળ પાસ પ્રગટયો પ્રાણી, જેમ કિંકરને હાથ;
કર્યાં કર્મ તે ભોગવે, નહિ સ્ત્રી સુત સાથ. ૧૦૮

મૃત્યુ થકી મુકાવા, નથી કોઇ સમર્થ;
વહેવાર વારૂ રીતે રાખ્યો, તે સર્વ થયો અનર્થ. ૧૦૯

ત્રિપુરારિ વિના ત્રાતા, ન મળે નિશ્ચે કોય;
તે સમે સમજ્યો નહિ, સંકટ ભોગવે સોય. ૧૧૦

આપસપાસથી ઉગરે, [1]અચિર કાળનું કષ્ટ;
પણ સ્નેહ પાસે જે પડયો, તે સુખ ન દેખે દ્રષ્ટ. ૧૧૧

મહત્વ માનવ જન્મ પામી, વૃત્તિ વશ નવ કીધી;
પ્રૌઢ પાપીય છે કહો, એણે આત્મહત્યા લીધી. ૧૧૨

હેડકીમાં હેલા મધ્યે, હારી ચાલ્યો હેત.
બીજ ખાધું તેજ મધ્યે, થયું ખોટું ખેત;

[2]किंग्रहणामि, किंत्यजामि, किंकरोमि, कींगच्छामि
એમ કહે કાયર થઇ, બાળા વપુને વામી. ૧૧૪

[3]યાતના દેહને યમદૂતે, પાસ નાખી જાય;
ત્રણ દુઃખ તે ત્રણ માત્ર, આગળ [4]ઓઘ કહેવાય. ૧૧૫

[5]યમ તના જ્યારે જોશે, ત્યારે રોશે દેહને કાજ;
જે આવી ઉત્તમ તે એળે ખોઇ, નવ સમર્યા શ્રી મહારાજ. ૧૧૬

તે દુઃખને પટંતરે, પેલા પરમાણું પરિમાણ;
મહત્વ આગળ માથા ઉપર, મેરૂ થકી જાણ. ૧૧૭

મોકલી તે ઇંદ્રિય મૂકી, વિષયે પોષ્યું અંગ;
[6]અધોક્ષજ નવ ઓળખ્યા, જોબન યુવતી સંગ. ૧૧૮

શરીરને સમારતા, પહેરતા ભુષણ વસ્ત્ર;
અશ્વગજ આરોહણ કરતા, ધરતા અંગ તે શસ્ત્ર. ૧૧૯

જતા કાળે વપુ તજવું ( ભાગ્યું ), જીવે તે જે વાર;
વેદ આદિ વદે [illegible] ૧૨૦

---

૧ અચિરકાળ-થોડા [illegible] કેમ તજવું, કેમ કરવું, કેમ જવું. ૩ યાતના-[illegible] પીડા. ૪ ઓઘ [illegible]-પુષ્કળ. ૫ યતના-મહેનત-યત્ન. ૬ અધોક્ષજ-વિષ્ણુ

તે પ્રત્યક્ષ તુજને પીછવું, કહું દેહ કેરું રૂપ,
અનુભવશે તો આ અધ્યાયથી, જાણીશ સ્વ સ્વરૂપ. ૪

દેહ દિસે પણ જાણ જેવી, [1]રજ્જુનો [2]ભુજંગ;
તેમ વસ્તુ વિના બીજું નથી, કો કાળે કોની સંગ. ૫

[3]અધિષ્ઠાન એ માનજે, જેમ *શુક્તિમાં રજત,
તેમ વસ્તુમાં જાણજે, ભાઇ ભાસે આ જગત. ૬

નિરાવર્ણ પરિપૂર્ણ નિત્ય, વસ્તુ, સચ્ચિદાનંદ જેહ;
અસંગ અક્ષર અહંકાર રહિત, શુદ્ધ બ્રહ્મ સનાતન તેહ. ૭

અનાદિ વિદ્યાને યોગે સંભવે, જગત કારણ એહ;
અનિર્વચનીય મહાવિદ્યા, ત્રિગુણમયી કહાવે તેહ. ૮

સત્વ, રજ, તમ ત્રિગુણ એ કહી, જે તેતણી પ્રકૃતિ ભેદ,
સાંભળ જે સાવધ થઇ, કહું યથા વેદ. ૯

પેહેલું [4]નિર્ણે નર નીરખજે, તે કહું વચન,
એ વાતમાંની વાત જાણે, સાવધ રાખે મન ૧૦

શુક્લ વર્ણ સત્વનો કહાવે, સુખ,જ્ઞાનનું [5]આસ્પદ;
સમાધિ રીતે સહેજ વર્તે, જગતને જાણે અસત. ૧૧

રાજસ દુઃખનું આસ્પદ, ચંચલ વર્ણ રક્ત,
આ માટે તે સાંભળ ભાઇ, સર્વ સ્વાદ ને આસક્ત. ૧૨

તમ કૃષ્ણ જડ ઉદાસી, સદા સુખનો અભાવ,
દાવાનળ શો નિત્ય તપે, આપે આપ બનાવ. ૧૩

પણ એ ત્રણ ગુણ અજ્ઞાન યોગે, જ્યારે જાણે શીઘ તે જાય;
અધિષ્ઠાનમાં લયજ પામે, ગુણાતિત નર થાય. ૧૪

જેમ શુક્તિમાં રજત સમે, અને રજ્જુમાં ભુજંગ
તેમ જ્ઞાનમાં ગુણ સમે, વળી જેમ સિંધુમાં તરંગ. ૧૫

---

૧ રજ્જુ—દોરડી ૨ ભુજંગ—સાપ ૩ અધિષ્ઠાન—આધાર, આશ્રય. ૪ નિર્ણે—નિશ્ચય. તીત—સત્ય, રજ, તમથી રહિત * શુક્તિ ( શુક્તિ ) છીપ, ઇ. મ. ૫ આસ્પદ—સ્થાન.

રે આદિથી ઉપજી [1]અનિર્વચનીય, તેણે જોયા ત્રણ ગુણ;
થકી પંચ મહાભૂત પ્રગટ્યાં, જેમ કપાસથી [2]વોંણ. ૧૬

ાદિથી આકાશ પ્રગટ્યું, આકાશથી [3]કપીલાય;
ામિર થકી તેજ પ્રગટ્યું, [5]અનળ થકી [6]આપ. ૧૭

ાપમાંથી [7]અવનિ પ્રગટી, એમ અખિલ પંચ મહાભુત;
મ બ્રહ્માંડ તે ભરપૂર ભરીયું, રમે માયા દૂત. ૧૮

ે નર નિપજ કહું, શરીરનો વિસ્તાર;
પુ વૃદ્ધિ તે કેમ પામે, તે કરૂં ઉચ્ચાર. ૧૯

કોશ શરીર કહાવે, એ મધ્યે એ ભેદ;
ાના પિતા થકી ઉપજે, તે કહું યથા વેદ. ૨૦

ાયુ, અસ્થિ તથા મજ્જા, એ ત્રણ પિતાથી હોય;
ાને ત્વક, શોણિત તથા માસ, એ ત્રણ માતાના સોય. ૨૧

સ ઉપજે આત્મા થકી, ભાઇ વપુ સંભવે એમ;
ે પટ કોશ શરીર કહાવે, વળી કહુ રૂપ જે જેમ. ૨૨

મૃઘ મેદ ને હૃદય નાભિ, તે માતા ભાગના જાણ;
શન શુક્રને તથા ધીરજ, પિતા તણા પરમાણ. ૨૩

દ્ધ વપુનું વપુ થયું, જેમ ઝાડમાંથી ડાળ;
ામ અંનના રસ થકી વાધે, ત્વચા, નાડ ને હાડ. ૨૪

ાલ વર્ણ અસ્તી શરીરનો, ધર્મ તે પણ બીજ તે માંહે;
ેમ તુરી કશાયિ ખાટી મીઠી, કેરી સ્વાદ બદલાય. ૨૫

ાટલીએ ગતિ પામી હતી, માટે કેરી ગ્રહે;
જો પાક્યા પહેલાં વાવી હોય તો રસ ખાટો કહેવાયે. ૨૬

આંબટ કેરી આંબલી તે, પાકતે પલટાય;
એક પરહરે, એક વધારે જણાય. ૨૭

માટે મૂળ માતા પિતા થકી, શરીર સઘળું થાય;
વાચ્ય માત્ર વપુ તણાં, અન્ય ઉત્પત્ત કહેવાય. ૨૮

---

૧ અનિર્વચનીય–ન બોલી શકાય તેવું. ૨ વોણ–વાણ, દોરી. ૩ કપિલાય (કપિલ) અગ્નિ. ૪ સમીર–વાયુ. ૫ અનળ–અગ્નિ. ૬ આપ–પાણી. ૭ અવનિ–પૃથ્વી. ८ મૃઘ (?) ९ દશન–દાંત.

¹અલોલુપ ને ઇચ્છા દ્વેષ, સુખ દુખ ધર્મ અધર્મ,
એહ થકી તે ઉદ્ભવે, ઉપજે યથા કર્મ. ૨૯

ઇંદ્રિયો પ્રયત્ન કરે, આત્માને અધિકાર,
જ્યારે કે જાગી રાખે, સાક્ષીના વહેવાર ૩૦

પ્રથમ પાંચ જ્ઞાન ઇંદ્રિય, શ્રવણ, સ્પર્શ ને દર્શન
રસના ઘ્રાણ ક્રમે અનુક્રમ, પંચ મહાજન પરિમાન ૩૧

તે તણા શા વિષય કહાવે, સુણો તેહના નામ,
ક્રીયા તે શી શી કરે, પ્રત્યક્ષ તેહના કામ ૩૨

શબ્દ સ્પર્શ ને રૂપ પેખે, રસ ગંધ નિર્વાણ
પ્રત્યક્ષ પ્રપક્ષ એ વિઠર્યું, એ જ્ઞાનેંદ્રિયનું જાણ ૩૩

²વાક્ કર ³અંઘ્રીને, ગુદ ઇંદ્રિ આદિ ભેદ
તે પાંચ કર્મ ઇંદ્રિ, વિભ એહના એદ ૩૪

વચન આદાનગમન વિસર્ગ, આનંદ ભોગ છે ભેદ
એ કર્મ ઇંદ્રિય તણા વિષય, વર્ણવ્યા વળી ભેદ ૩૫

હવે અંતઃકરણના શા વિષય, મન બુદ્ધિ ચિત્ત અહંકાર,
તે યથા સુણો પ્રત્યક્ષ તે વિસ્તાર ૩૬

સુખ દુખ સંકલ્પ વિકલ્પ, હર્ષ શોક પાપ પુણ્ય,
બંધ મોક્ષ ને સ્વર્ગ નર્ક, એ સઘળા ધર્મ તે મન ૩૭

સંભારવું, ભણવું ને બીવું, નિશ્ચય કરવું સુક (સુખ) રીઝાવું
એ ધર્મો બુદ્ધિ તણાં, પ્રપંચ બંધે બાંધું. ૩૮

અહંપદ તે અહંકારનું, ભાઈ સર્વેનું સરદાર
ધર્મ એક પણ અનંત તેહના, જે વડે વર્તેવાર ૩૯

ચિત્તને ચિંતવવું, બીજું નહિ કાંઈ કામ,
પણ એ સર્વ કાર્ય તો કરે, જો દેવના હોય ઠામ ૪૦

શ્રવણ દિગ્ દેવતા, ત્વચાના ⁴સમિરણ,
નેત્રના કશ્યપ સુત ને, રસના રૂગ વરુણ ૪૧

---

૧ અલોલુપ—લોભરહિત. ૨ વાક્—વાચા ૩ અંઘ્રિ—પગ ૪ સમિરણ—સમીર, પવન,

અશ્વનિકુમાર તે [1]ઘ્રાણનાં, હવે કર્મ ઇંદ્રિના જેહ;
લખ્યા ગ્રંથે લ્યો રે ઓળખી, નામ તેહના એહ. ૪૨

પાણીના તો ઇંદ્ર કહીએ, વાણીના વહ્નિ જાણ;
પાદના વિષ્નુ ગુદ મનુ ઇંદ્રિ, પ્રજાપતિ પરિમાણ. ૪૩

મનના ચંદ્ર બુદ્ધિના બ્રહ્મા, અહંકારના તે રૂદ્ર;
ચિત્તના ઇશ્વર જાણો, એ ચતુર્દશ ઇંદ્રિ. ૪૪

એક એકની સત્તા અળગી, અધિષ્ટાન તે એક;
તે અંત અવસ્થાએ સંભવે, સાધન પક્ષ વિવેક. ૪૫

કાર્ય અન્યો અન્ય તણાં, કહ્યાં તે નિર્ધાર;
પણ ગુણ ભેદે તે ભેદ પામે, તે કરૂં વિસ્તાર. ૪૬

સાત્વિક આહારે સંભવે, ત્યાં સત્ય સ્વભાવ ધર્મ ગોષ્ટ.
આસ્તિક ભાવ તે ઉપજે, જેમ પારસે લોષ્ટ. ૪૭

રાજસ તે રાજ રીત, કામ ક્રોધ ને મદ,
અંતઃકરણથી ઉપજે, રાખવી સર્વ હદ. ૪૮

આળસ ઉપજે ને ઉંઘ આવે, પ્રમાદ પ્રગટે પ્રૌઢ;
એ તામસ તણાં લક્ષણ, થાય અંતઃકરણ આરૂઢ. ૪૯

કથા કિર્તન ને સાધુ સંગત, તીર્થ વ્રત દાન યજ્ઞ;
એટલે સ્થળે આળસ ઘણું, ઇંદ્રિય પ્રસન્નની લગ્ન. ૫૦

એ ગુણ તણાં લક્ષણ લખ્યાં, અંતઃકરણ પામે ભેદ;
અનુક્રમે આપ થીર થઇ, પ્રાણી પામે ભેદ. ૫૧

એ આકાશના લખ્યાં લક્ષણ, હવે વાયુ કેરાં જેહ;
કાર્ય કારણ ઉભયતા, નામ તેહનાં તેહ. ૫૨

શબ્દ શ્રોત મૂર્ખતા, વિચિત્ર સૂક્ષ્મ [2]ધૃતિ;
બળ તે ગગન તણા, હવે વાયુ કેરી રીતી. ૫૩

સ્પર્શ ને [3]ઉત્પ્રેક્ષણ, [4]અપેક્ષણ [5]આકુંચન ને ગમન;
પ્રસરતા એ પાંચ કહીએ, વાયુ કેરૂં જ્ઞાન. ૫૪

---

૧ ઘ્રાણ–નાક. ૨ ધૃતિ–તૃપ્તિ–ધૈર્ય. ૩ ઉત્પ્રેક્ષણ–ઉંચું જોવું, ઉદ્બોધન. ૪ અપેક્ષણ–ઇચ્છા, વિચાર. ૫ આકુંચન–સંકોચ.

વાયુ તે દશ વિધ તણા, તે તણા, સુણ નામ,
કીયે સ્થાનક રહે સદા, અને કયા કરે તે કામ ૫૫

પ્રાણ અપાન ને વ્યાન વાયુ, ઉદાન ને સમાન,
[1]નાગ કુર્મ કૃકલ દેવદત્ત, ધનંજય એ માન્ય ૫૬

એ દશ વાયુની વિકૃતિ, પ્રકૃતિ (તે) તણા સુણ ભેદ,
પ્રત્યક્ષ તુજને વિષ્ણુ, યથાયુક્ત જેમ વેદ ૫૭

પ્રાણ તે પ્રધાન તેહમા, દશ તણો સરદાર,
જેમ વળી વજાગી ઘણી, પણ ભોમ માથે ભાર ૫૮

નાભિ હૃદય કંઠ નાસિકા, એટને ચપન પ્રાણ
શ્વાસ કરે ને શબ્દ ઉચ્ચારે, એટલુ એહનુ જાણ ૫૯

અપાન ગુદ [2]મીંઢનું સ્થાનક, કહી [3]જદ દે પ્રવેશ,
નાભિ [4]જપણ સુધી આવે, શો કરે ઉપદેશ ૬૦

[5]પરિપ મૂત્ર નિસર્ગ કરવુ એ અપાનનો ધર્મ,
મંદ મતિ સમજ્યા વિના, હો એ માથે કર્મ ૬૧

વ્યાન આખે [6]ગુલ્ફે શ્રોણિ વળી ઘ્રાણ સ્થાનક વાસ,
પ્રાણ અપાનને ગ્રહી રહે, એ તેહનો અભ્યાસ ૬૨

સમાનનો ગો ધર્મ કહાવે, બહોતેર હજાર જે નાડ
અન્નનો રસ લઇ ત્યા પહોચાડે, ને પ્રસરે હાડો હાડ ૬૩

ઉદાન હાથે પગે રહે વળી સાધે સાધે વાસ,
અમે દશને એ હલાવે, એ તેહને [7]અભ્યાસ ૬૪

એ પાચ પ્રાણાદિક કહ્યા, હવે નાગાદિક પાચ જેહ,
કહીં પાચ કહે કહીં દશ કહે પ્રત્યક્ષ વિષ્ણુ તેહ ૬૫

નાગ [8]ઉદ્ગાર કરે, અને કુર્મ [9]ઉન્મીલન
કૃકલ ક્ષુધા [10]પિપાસા કરે, અને ધનંજય પોષણ ૬૭

---

[1]નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય એ દેહમા રહેના પાચ પ્રાણના
[2]મીંઢ–પિસાબ ૩ જદ (?) ૪ જપણ–અડ ૫ પરિપ (?) ૬ ગુલ્ફ–પાદગ્રંથિ
ઉપર બેસવુ, અન્દર રહેવુ
[9]ી ૧૦ પિપાસા–તરસ

દેવદત્ત તે છીંક આણે, એ પાંચ નાગાદિકનાં કર્મ;
અતે વપુને વૃદ્ધિ પ્રમાડે, તે ધનંજયનો ધર્મ. ૬૭

કાયાની એને ઘણી માયા, સર્વે સાથે નવ જાય;
પીંડ પડ્યો રહે તો સુણે, એ પટંતરે જણાય. ૬૮

વહ્નિ અવનિ મળે મૃદ, વનચર કેરી રીત;
બાલ ( બાળ ) મુ આગળે રાખે, તેવી તેની પ્રીત. ૬૯

આદાગેને તે દુર્ગંધે, ત્યજે શિશુ ને શરીર;
તે વિના એ ધનંજય વાયુ, ન મૂકે પોતાની ધીર. ૭૦

હવે અગ્નિની ઉત્પત્તિ, 'કહું' રૂપનું પ્રકાશ;
પાકને તે એ પચાવે, કરે દિપ્ત પ્રકાશ ૭૧

ઓઝ તેજ લે સુરતા, બુદ્ધિ, બળ તીક્ષણ,
એટલાં લક્ષણ અગ્નિ કેરાં, હવે વરૂણ કેરો વર્ણ. ૭૨

જળની જીહ્વા રસના ઈંદ્રિ સૌચ, સ્વેદ [1]દ્રવ ને સ્નેહ;
માત્રાદિને મૃદુતા પણ, જળના ગુણ છે તેહ. ૭૩

ભોમી કેરો ધર્મ સુણ, ઘ્રાણ ઈંદ્રિય જાણ;
ગંધ લે ને ધીર્ય પણ તે, પૃથ્વિ તણું પરિમાણ. ૭૪

એ પંચ મહાભૂત કેરો, વેરો કહ્યો તુજને જેહ;
સપ્ત ધાત શરીર કહાવે, પ્રિછવું તુને તેહ. ૭૫

ત્વચા, સર્ગ ને માંસ, મેદ, અસ્તિ, મજ્જા, શુદ્ર;
એ સપ્ત ધાત કહી નિપજે, નર અમર—. ૭૬

હવે ઉત્પત્તિ સર્વની વર્ણવું, છે સમજવાની વાત;
ઉપનિષદના અર્થ છે, એ મહા વાક્ય સાક્ષાત. ૭૭

અન્ન ઉદર જે ઉતરે, તેનાં ત્રણ વિભાગ થાય;
સ્થુળ મધ્ય કનિષ્ટ થઇને, યથાયુક્ત તે વહેંચાય. ૭૮

સ્થૂળ ભાગનો મળ થાય, ને મધ્ય ભાગ તેનું માંસ;
કનિષ્ટ ભાગનું મન ઉપજે, એમ નિત્ય બાધે અંશ. ૭૯

---

૧ દ્રવ–પ્રવાહ, ઝરવું.

આહારે ઉત્પત્તિ મન તણી, તેવો કરે વહેવાર;
અને મૂળ માતા પિતા થકી, માનજે નિર્ધાર. ૮૦

આપ ઉદર ઉતરે, તેના ભાગ ત્રે પણ તેમ;
માટે તુંજને કહ્યાં છે, અન્ન તણા જેમ. ૮૧

સ્થૂળ ભાગનું મૂત્ર થાએ, મધ્યે ભાગ રૂધીર;
કનિષ્ટ ભાગનાં પ્રાણ પ્રગટે, તેહને ધીર. ૮૨

તેજ કેરાં અસ્થિ પ્રગટે, મધ્યની મજ્જા જાણ;
કનિષ્ટ ભાગની વાક પ્રગટે, માટે તેજ જેશી વાણ. ૮૩

પ્રથમ થાયે રાબડુ, પછે દ્રાવ ને સ્રાવ;
સપ્ત ધાત એમ સંભવે, સુણ તે ધરી ભાવ. ૮૪

લોહી થકી માંસ થાએ, માંસથી મજ્જા હોય;
મજ્જા થકી મેદ થાય, સંભવે જેમ સોય. ૮૫

મેદ માંહીથી નાડ પ્રગટે, અસ્થિ અને શુક્ર;
વાત પીત કફ રસ થકી, ઉત્પત્તિ નાર ને નર. ૮૬

વાત પીત કફ ધાત ત્રણ, એ સપ્ત થકી અન્ય;
હવે સદા શરીર માંહે રહે, તે સાંભળ શિષ્ય વચન. ૮૭

દશ અંજળી અન્નની, અને નવ [1]અંજળી રસ;
અષ્ટ અંજળી રક્તની, સપ્ત અંજળી [2]પુરીષ. ૮૮

શ્લેષ્મણાની ષટ સદા, પંચ પીત પરમાણ;
ચાર મૂત્ર ત્રણ વાસુ, બે મેદની જાણ. ૮૯

એક અંજળી મજ્જા કેરી, અરધી શુક્રની જાણ;
પણ અતિ બળ અરધી કેર, ક્ષીણ વૃદ્ધ-પરિમાણ. ૯૦

એટલું અખંડ રહે, અદકું તે ઉભરાય;
અને ઓછું અંગોઅંગે, આફણીએ સુકાય. ૯૧

અને ઓછે કદા ઉભરાય ખરૂં, જેમ અન્ન આંધણ રીત.
પણ બીજે ઉભેરે સીઝે, પણ પાક પીંડની રીત. ૯૨

---

૧ અંજલિ—એક વજન, ૨ પુરીષ—પાણી.

હવે અસ્થિની સંખ્યા કહું, શરીરમાં છે જેહ;
પંચ પ્રકારના કરકડા ( કટકા ), પ્રિછવું તુંને તેહ. ૯૩

જાેા નળ કપાળ વરધ તરૂણ, તે પંચ્ચ જાત;
સંધિ શરીરમાં કેટલી, સાંભળ કરૂં વિખ્યાત. ૯૪

કોસત ઉપર દશ સંધી, તે અષ્ટ જાતની જાણ:
પ્રત્યક્ષ પ્રત્યક્ષ પ્રિછવું, સાંભળ શિષ્ય તું વાણ. ૯૫

[1]શરેવ પ્રસર સુંક સેચન, ઉલખમુ દગલ;
શંખ સરખી સંભવે, વામ સકુંડક અટકળ. ૯૬

એ અષ્ટધા અસ્થિથી આકડા, રોમ નિસાર્ધ કોટ;
દીલક્ષ તે ઉપર સમુગ્ર એમ બંધાણી મોટ. ૯૭

એહ દેહ સ્વરૂપ તે દાખવ્યું, એમાં શ્યો પદાર્થ તે માગ:
તેજ દેહના અભિમાન થકી, મોહ પાશ બંધાય ૯૮

અહંકાર પાપી પ્રગટે પછે, જન્મ દુઃખ નવ જાય;
માટે એ શ્રવણ મુમુક્ષુ કેરૂ, જેને થાવું વિદેહ;
રખે બીજા આગળ બોલે, કહુ તુજને તેહ. ૯૯

इति श्री नरबोधे शरीरभासो एकाकार टीकायां तृतियो अध्याय ॥ ३ ॥

---

## ધનાશ્રી.

શિષ્ય કહે સ્વામી સાંભળો વાણજી, નરની ઉત્પત્તિ કહી નિર્વાણજી;
યથાયુક્ત તે પરમાણજી, જીવ કહો જરાયુજ ખાણજી. ૧

## ઉથલો.

જીવની યુક્તિ જાણી નહિ, તમો વર્ણવ્યું તે અન્ય:
એહમાંતો આવ્યો નહિ, સ્વામી સંદેહ ઉપન્યો મન. ૨

જીવ કોણ ક્યા થકી પ્રગટ્યો, અને ક્યાં રહે ક્યાં જાય:
દેહને અંતે કહો સ્વામી, પુછું લાગી પાય. ૩

---

૧ શરેવ ઇ. (?)

અને પુનર્પિ દેહ કેમ ધરે, તે શીઘ્ર વદો વચન,
શ્રુતિની સાખે સમજાવો, સ્વામી સમે સંશય મન

ઉત્પત્તિ સ્થિતિ લય પુનર્પિ, ગમન તે કરો વિસ્તાર,
અમર તો અનુભવ્યો, જ્યારે ધરે પાછો અવતાર ૫

શ્રી ગુરુવાચ

સાધુ સાધુ મહાભાગ્ય, તે પ્રશ્ન પુછ્યુ પ્રૌઢ,
એ થકી જન્મ ન સંભવે, જો થાય અંત કરણ આરૂઢ. ૬

એ દેવ રૂપિ ને ઈન્દ્રાદિકમા, કો નવ પુછે નવ કહે,
પોતે પોતાને અહંકારે જન્મ પાછો તે ગ્રહે ૭

હુને શિષ્ય એ તો કહુ છું, તું જે છે શ્રદ્ધા ભક્તિ યુક્ત
મુમુક્ષુ છે મન ધરે છે, વળી છે વિરક્ત ૮

જીવની આદિ કહુ, કોણ એહનુ રૂપ,
સાભળજે સાવધ થઈ, તો થાય સ્વરૂપ ૯

સત્ય જ્ઞાન અનંત શિવ સ્વરૂપ, આનંદ છે એહ,
પરમાત્મા પરમજ્યોતિ, [1]અવ્યક્ત, [2]વ્યક્ત કારણું તેહ. ૧૦

નિત્ય શુદ્ધ બુદ્ધ ને એ નિશ્ચય, નિર્લેપ નિરંજન.
અગોચર અપાર અક્ષર, અદ્રશ્ય આપ દર્શન ૧૧

સર્વ ધર્મ થકી વેગળો, નવ વાણ્યે તે વરણાય
ઇંદ્રિનો નહિ આહારો, અને મન નવ ગ્રહેવાય ૧૨

તેહનો જ્ઞાતા કો નહિ, ને તે સર્વનો જાણ
સચરાચર વ્યાપી રહ્યો, અણુ અણુ પરમાણ ૧૩

પણ દુર સર્વ વિકાર કરે, જે પરમાણુ પ્રમાણ
ત્યારે પ્રાપ્તિ થાય તેહની, તે નવ વદી શકે વાણ ૧૪

આનંદ મહામા મગ્ન થાએ, નવ સંભવે કાંઈ ભય
પણ પ્રગટ પિંડમાં પટંતરો, એ શ્રુતિ સ્વમુખે કેહ ૧૫

---

1 અવ્યક્ત-નિરાકાર બ્રહ્મ 2 વ્યક્ત-વિશ્વ

સર્વ ભૂત સમસ્ત વસે, સ્વદેહ સરખાં તેહ;
સમદષ્ટિ એવી સંભવે, ગવી[1] ગર્દભી[2] જેહ. ૧૬

વસ્તુ ટળી વસ્તુ ભાસે, મનસા વાચા કર્મ;
તે અસ્તારૂપી સંભવ્યો, સ્વયં પ્રકાશ તે બ્રહ્મ. ૧૭

કો મોહ તત્રક[3] શોક, એક તત્ત્વ શું વદા;
ગૂઢ આત્મા થયો ગોચર, ને અવસ્થા એ નહી. ૧૮

તેહવાંને તે તેહવો લહે, જેહની મીતપરી[4] ચિદ્રૂપ;
એ આત્મા દશા તણી, ઉત્પત્તિ કરી તે પ્રકાશ. ૧૯

અનાદિ અવિદ્યા એ વિશ્વ, ભાસે બાઝી ભર્યો ભર્મ;
બાંતે ભિન્ન તે પાડીઉં, કલ્પના એ કર્મ. ૨૦

અનિર્વચનિયે અન્ય ભાસે, કાર્ય કારણ ભિન્ન;
પણ અણું માત્ર અન્ન નથી, જેમ કુંડળ ને કંચન. ૨૧

બ્રહ્મ જળ ભર્યું છે ભવ જગ નથી, ને જ્ઞાન વ્યાપે જણાય;
જેમ સ્વપ્નમા સૃષ્ટિ રચી ને જાગને તતક્ષણ જાય. ૨૨

નિદ્રામા જેમ સ્વપ્ન સાચુ, ને જાગ્યે જુઠું થાય
તેમ અજ્ઞાને જગત્ સાચું દષ્ટાન્ત એ કહેવાય. ૨૩

અજ્ઞાને જે જગત્ ભાસે, તે જ્ઞાને ભાસે બ્રહ્મ,
જેમ ગોડીઓ[5] અહિ[6] દેખાડે, પ્રત્યક્ષ દેખાડી ચર્મ. ૨૪

તેની માયમા મોહે તે, હરખી આપે દ્રવ્ય;
તેમ આસુરીથી વાલા, માનવ વિશ્વ ને સર્વ ૨૫

પુત્ર પુત્રી પોતાના માની, ખરચે તે બહુ ધન,
પ્રત્યક્ષ ખોટું જાય ફીટી, ત્યારે કરે રૂદન. ૨૬

માટે પ્રથમ આસુરીને ઓળખે, પછી દેવીથી અળગો થાય,
તે વિના સુખ કહુ તુજને, જીવ પદ ના જાય. ૨૭

માટે સાંભળજે સાવધ થઇ, એ નથી જીવ છે શિવ;
પ્રગટપણું તુજને પ્રિ કહ્યુ, હવે કર વૃત્તિ દિવ્ય ૨૮

૧ ગવી–ગાય ૨ ગર્દભી–ગધેડી. ૩ તત્રકઃ શોક (?) ૪ મીતપરી (?) ૫ ગોડીઓ–વાદી. ૬ અહિ–સાપ.

પાપ પુન્ય પરિમાણુ કરીને, સ્વર્ગ નર્કનો અધિકાર;
કર્તવ્ય ભોક્તવ્ય શીર લઇને, અવતરે નર ને નાર. ૪૨

નિર્દોષ દોષ રૂપ થઇ જેમ, સ્ફાટિકની રીત[1];
અનાહુતુ ઉભું કર્યું કરી ઇંદ્રિ સાથે પ્રીત. ૪૩

જેમ દર્પણ મેલે, મુખ મેલું, તેમ અંતઃકરણ ને આત્મા;
પરસ્પર અંધારૂં કરીને, આવ્યો તે સમધાતમાં. ૪૪

એક ભાવ પામીને પોતે, પડે પ્રીતિ ફંદમાં;
અજ્ઞાને એ સંભવે ભાઇ, આવ્યો આત્મા બંધમાં. ૪૫

જેમ મરીચિ[2] માથા ઉપર આવ્યે, મરૂત[3] દેશે જળદર્શી;
પણ અવનિ તહાં આર્દ્ર[4] નહિ, જો જઇને જન સ્પર્શી. ૪૬

(તેમ) અણું અધિકાર નહિ આત્માને, એ શ્રેષ સઘળા દેહને;
કે અજ્ઞાને એકતા થાએ, ભાઈ વળી સંભવે તેહને. ૪૭

અવિદ્યા ને આશ્રયીને, થાવા જાય ધર્મવાન;
વૈદિક કર્મ તે આચરે ને, વધારવું ઇચ્છે અપમાન. ૪૮

અન્નમય જે પીંડ કહાવે, તેહમાં હૃદય જીવનો વાસ;
નખ શીખ સુધી વ્યાપી રહ્યો, તે કર્યું સ્વયં પ્રકાશ. ૪૯

તે મધ્યે પણ કોશ છે, તે અધો મુખ કહેવાય;
તે સૂક્ષ્મથી સૂક્ષ્મ કહાવે, તે અનુભવે ઓળખાય. ૫૦

તે મધ્યે જીવ કેટલો, યુક્તિએ કરૂં પરિમાણ;
વાળાગ્ર સત ભાગ કલ્પી, તેહનો સાતમો જાણ. ૫૧

પણ પ્રકાશ પરિપૂર્ણ પીંડમાં, વ્યાપી રહ્યો ભરપૂર;
જેમ દશ દિશા વ્યાપી રહ્યો, ભાઇ ઉદયાચળથી સુર. ૫૨

જેમ કદંબથી કુસુમ પ્રગટે, તેમ અંતઃકરણથી નાડ;
૭૨ હજાર સંખ્યા તેની, કટકા ૩૬૦ તે હાડ. ૫૩

૭૨ હજાર તે નાડ મધ્યે, ૭૧ સત હજાર;
તેમાં દસ દસ તે એક ઇંદ્રિ, એમ સતનો વહેવાર. ૫૪

---

૧ સ્ફાટિક–હીરા જેવા મણી તે જેવી વસ્તુમાં રહે તેવો તેનો રંગ દેખાય છે.
૨ મરીચિ–કિરણ, અહીં સૂર્ય. ૩ મરૂત–મરૂ, નિર્જળ દેશ. ૪ આર્દ્ર–જળવાળી.

પછી એક જે અણીશ રહી, તેમ જેમ વગમા મોભ,
તે વડે સર્વે રચી વર્તી, તેને શોભે શોભ ૫૫

જેમ મોભને વળી વળગી ને, વળીને જેમ ખાય,
તેહને સરકણું[1] ઉપર નળીઆ, તે ઉપર વરસે આપ ૫૬

મારે ભાર માથે મોભને, માનજે નિરધાર,
તે નાડમા સચરે ત્યારે, સ્વપ્નનો વ્યવહાર. ૫૭

જેમ જેમ જે નાડ વહે, કર્મ ફળ ને અનુસાર,
અનંત નાડની ગતિ ઘણી, ભરી કર્મને ભાર ૫૮

તે સુષુમ્ણા નાડી, તે સર્વની સરદાર
બ્રહ્મ પદ પમાડનારો, એટનો અવિકાર ૫૯

ચૈતન્ય જાણવું તે પડ, જેમ ચદ્ર વડે રાહુય,
અદ્રશ્ય દ્રશ્ય તે એમ થાયે, ગ્રહણનો મહિમાય ૬૦

પુરણ માગે પુરણ ઇન્દુ, ને સમી ગયું પ્રકાશ,
ત્યારે ગદુ વિના કહો શુ રહ્યું, જ્યારે થાય નિષય નાશ ૬૧

તેમ વિકાર વાસના દેહ વિષે, તે સમે જે કાળ;
ત્યારે આત્મા પ્રકાશ તે જાણીએ, ગયા પ્રપંચ ભેદની ફાળ ૬૨

આત્માનિંગ[2] તેમ દિસે, જેમ ઘટમા આકાશ;
તેની ચળતા તેહને માને એ અજ્ઞાનનું ભાસ ૬૩

દેશ દેશાતર પ્રત્યે જેમ ઘટ, તેમ આકાશ,
ભાગે હાણ તે ભ્રાંતિ ભાગે, આકાશ તે અવિનાશ. ૬૪

નિશ્ચલ ને પરિપૂર્ણ પોતે, તે પાત્રે ભાસે ભેદ,
માનનારી ભ્રાંતિ તેહને, એ વચન છે વેદ ૬૫

જાગ્રત કાળે જે જ્ઞાન ઉપજ્યું, તેવો સ્વપ્ન ભોગ તે થાય,
અને સ્વપ્નમા જે સાંભળ્યું તે જાગ્રતે ન જણાય ૬૬

તે લિંગ શરીરને સમાગમે, ત્યે અવસ્થાના ભોગ,
તે સર્વ મર સુધી ખરીને, વળી ભોગવે રોગ. ૬૭

---

૧ સરકણું–વળીઓ ઉપર દાબ સરકે છે તે ૨ આત્મલિંગ–લિંગ (સૂક્ષ્મ) આત્મા.

તેહને મોક્ષે મોક્ષ છે અને તે સતે[1] અવતાર;
વાસના વપુ જો નવ મરે તો, ભોગવે કષ્ટ તે ભાર. ૬૮

તે આત્મ જ્ઞાને નષ્ટ થાયે, અવિદ્યા શરીર;
ત્યારે સ્વ સ્વરૂપી આત્મા, ઉતર્યો પેલે તીર. ૬૯

જ્યારે જાગ્રત કર્મનો ક્ષય થશે, અને સ્વપ્ન ભોગે રહે;
તે બોધનો અધિકારે થાયે, અને અર્થ અંતર ગ્રહે. ૭૦

કર્મોદ[2] ભાસીત સંસ્કારે, વાસના બંધાય;
ચૌદ લોક તે ફેરવે, અને જીવ પદ નવ જાય. ૭૧

સાક્ષીવંતની થઇ સાક્ષી, જેમ ચોર અંધારી રાત;
તે ખાતર પડાવે બંધાવે, એહેવી એની ભાત્ય ૭૨

ચોકી આવી ચોર સાલો, અજાણે અંધારે,
કળ ઉભવતા કરી એવી, પોખી પ્રીતે મારે. ૭૩

માટે એ સાક્ષીણી સમજી, મારે તો જીવે જન;
નહિ તો નરને ગળે નિશ્ચે, પછે કષ્ટ પામે તન. ૭૪

ઉંચો લઇ ચડે ઇશ્વર સુધી, પછી પાતાળમાં નાખે;
જેમ નારી નરને શીર ચડી, તે વચન એક ન સાખે. ૭૫

પછી લોકમાંથી લાજ જાયે, ને થાય તે ફિટકાર;
ત્યારે વનિતા વશ કરવાને, કરે તે વિચાર. ૭૬

કલેશ પામે કરમાયે કાયા, જેમ પક્ષી ચડે આકાશ;
અનળ[3] અનિલે[4] કર્યો ચાકળો, તેજ પામે ત્રાસ. ૭૭

તે નીડ[5] પામે જે કાજે ત્યારે પડે પાંખ સંકેલી;
હલાવે નહિ હેલા માત્ર, ઉતરે આદર મેલી. ૭૮

તે જાગ્રત સ્વપ્નનું કષ્ટ પામે, તો વાસના ભોગને વામે;
સુષુપ્તિ ત્યારે આપડે તે પરમ આનંદ પામે. ૭૯

લય થાયે પ્રપંચ તણો, તો સંભવે સ્વસ્વરૂપ;
અનુભવ એવો ઉપજે, હું ચૌદ લોકનો ભૂપ. ૮૦

---

૧ સતે-છતાં ૨ કર્મોદ્-કર્મોત્-કર્મથી. ૩ અનળ-અગ્નિ ૪ અનિલ-વાયુ.
૫ નીડ-માળો.

યોષિતા[1] જેમ કામ ટાળે, સંભોગી તે જે સુખ;
વહેવાર સઘળા સમી ગયા, અણુ માત્ર નહિ દુઃખ. ૮૧

પણ તે આનંદ અણુ માત્ર છે, અને અનુભવનો અખંડ,
તે ગુરુ કૃપાએ પામીએ, જો તજે પાખંડ. ૮૨

સુષુપ્તિ તે સંભવે, પછે કેમ જાગ્રત થાય,
સાવધ થઈ સાંભળજે તું, સંદેહ મનનો જાય ૮૩

જ્યારે જળે ઘટ ભર્યો, ને ગંગામાં બુડાડયો;
તેનું વારી તેનું ને તેનું, જ્યારે બાહીથી કાઢયો. ૮૪

તેમ શિષ્ય તું જાણજે, સુષુપ્તિ સુધાસિંધુ;
જીવ બુડે ભાત ભર્યો, માટે ન માયે બિંદુ. ૮૫

માટે અવિદ્યા અળગી કરે, તો એ અવસ્થા સ્થિત;
આનંદ એહને જ્ઞાને જોઈએ, નિર્વિકાર નિર્ભય નિત્ય. ૮૬

દ્વૈતનો અદ્વૈત થયો, કુટસ્થ[2] પોતે આપ,
પ્રકૃતિથી પ્રગટયો, વસ્યો છે વિશ્વ વ્યાપ ૮૬

અંતર મોહ માન તણો, બાકી આત્મા દેહાતીત[3],
સ્વયં જ્યોતિ સ્વભાવ છે, એ જીવનો નિત્ય ૮૮

इति श्री नरबोधे वाकार टीकामां जीव नीरुपणं नाम चतुर्थोध्याय ॥ ४ ॥

---

## ધનાશ્રી.

વળી ગુરુ બોલ્યા એવી વાણુજી, સાંભળ શિષ્ય ચતુર સુજાણજી;
જીવ તણીએ ઉત્પત્તિ જાણજી, જામી જરાયુજ આદિ ખાણજી ૧

### ઉથલો.

જામી જરાયુજ ખાણ આદિ, વાસના વશ થઈ જીવ;
એ સંબંધી થાય અળગી, તો સ્વરૂપી શિવ. ૨

હવે દેહાંતરને કેમ પામે, તે કરું વિસ્તાર,
પરલોકની કેમ પ્રાપ્તિ થાએ, અને કેમ અન્ય અવતાર ૩

---

૧ યોષિતા—નારી ૨ કૂટસ્થ—પરિણામ વગેરેથી રહિત—પરમાત્મા ૩ દેહાતીત—દેહના અભ્યાસથી રહિત.

ાંભળજે સાવધાન થઇ, સ્થિર પમાડી મન;
ાગમથી[1] આધી વાત છે, વેદાંતનું વચન. ૪

ક્ત[2] પીતના રસને સ્વાદે, વાસના બંધાય;
ૂળ દેહ તે ભોગવે, ને જીવ તે ધરાય. ૫

 રસનો ભાવ ઉપજે, તે કર્મ તેણે અનુસાર;
ાં જીવને લઇ પહોંચાડે, એ વાસનાનો અધિકાર. ૬

ેમ વિલાયત[3] કો જન ગયો, તેહને ભોર બેઠું મન;
ચ્છા એવી ઉપજી, જે વાવું સ્થળ કયાંય અન્ય. ૭

ણે બીજ બાંધ્યું ગાંઠડી, તે જ્યાં વાવે ત્યાં થાય;
ધ્વીનો પટંતરો, એ સ્વાદ તે બદલાય. ૮

મ વપુનું બીજ વાસના, અને કર્મ તેનો જન;
ચ્છા આવે ત્યાં લઇ જાયે, ધરાવે બહુ તન ૯

ેમ ફળ પરિપકવ થયુ તે, અનાયાસે પડે;
.ટી ઉપાય કોઇ કરે, પણ પાછું ત્યા નવ ચડે ૧૦

ી ડાળ પત્રને પુષ્પ ફળ, વળી સર્વ સ્વાદ તે માંય;
ત્યાં ઉગે ત્યા અનાયાસે, તેટલુ પાછુ થાય ૧૧

આકર્ષણ ઇંદ્રિય તણુ, અધ્યાત્મ[4], અધિભૂત[5];
ાણાદિક નવ વાયુ સગે, તેટલુ તેનું જુથ. ૧૨

ે ધન જય વાયુ કહાવે, તે પાછળથી જાય;
ંસ્કાર શરીરને જેણે કાળે જાય. ૧૩

ડયો રહે તો પિંડ સુણે, એ એહનું દૃષ્ટાંત;
પ્રત્યક્ષ જેહનું પારખું; હવે તજ મનની ભ્રાંત. ૧૪

શરીરની સામગ્રી સર્વે, સકોપીને લેપ,
જેમ બીજ માહે વૃક્ષ બધુ, કંઇ યુક્તિએ રેહ ૧૫

નાડી માર્ગે નિસરે, કે શ્વાસો શ્વાસ
ચક્ષુ શ્રાવણ ઘ્રાણ વાટે, શ્વાસ પામે નાશ ૧૬

---

૧ આગમ–વેદ. ૨ ભુક્ત–ભોજન ૩ વિલાયતનો વિચાર કવિને તેમના સમયમાં ઉપજે એ નવાઈ છે. ૪ અધ્યાત્મ–આત્મ જ્ઞાન ૫ અધિભૂત–ભૂતમાં.

ત્યાંનું વપુ ત્યાંજ મૂકે, અત્ર કેરી રીત;
પલક એક રહે નહિ, જો હોય પ્રૌઢ તે પ્રીત. ૩૦

ત્યાં પવનમાં પવન ભળ્યો, તે થકી અભ્ર તે થાય;
પછી અભ્ર મળે મેઘને, આભમાં સમાય. ૩૧

તે [1]અભ્ર અવની ઉતરે, તે થકી નિપજ હોય;
કર્મ સરખો સંભવે, કહું તુજને સોય. ૩૨

તૃણ વૃક્ષ કે વળી થાયે, કે ઉપજે અન્ન;
પ્રારબ્ધ સરખું પ્રગટે, તે કરે નરનાર ભોજન. ૩૩

તેહનું શુક્ર ને શોણિત થાયે, જેવા ધરે અવતાર;
અજ સુધી અવતરે, તે માનજે નિર્ધાર. ૩૪

એ તો સ્વર્ગ સુધી કહ્યું તુજને, ધુમ માર્ગ એહ;
હવે [2]ચતુર્ધાએ મુક્તિ કહાવે, વર્ણવું તુજને તેહ. ૩૫

[3]અરચિ માર્ગ આગમ કેરો, તે કરૂં વિસ્તાર;
સાંભળજે સાવધ થઈ, કયાં લગી અવતાર. ૩૬

અવિદ્યા ઓળખી નથી, અને થયા શાંત તે મુક્ત;
આશા એક મુક્તિ તણી, અને અન્ય સકળ વિરક્ત. ૩૭

તે દેવમાન તે કહાવીએ, બ્રહ્મ લોકની ગત્ય;
ક્રમ પામે તે કહું જે, કહ્યું શિવે એકાંત. ૩૮

અરચિને ઓધે મળે, પછી દિનને એહ;
ત્યાં થકી શુકલ પક્ષને, ઉતરાયણ તેહ. ૩૯

પછી આદિત્ય લોકને અવલોકીને, ચંદ્રલોક લોપી જાય;
[4]વિક્રંત લોકનો વૈભવ જોઈ, તે થકી પર તે થાય. ૪૦

સાયુજ્ય પદ જ્યાં સંભવે, ત્યાં જઈ ધરે દેહ;
કો વૈકુંઠ કો કૈલાસ કહે, કો સત્યલોક કહે તેહ. ૪૧

ત્યાં જઈને ધરે વપુ, માન દીવ્ય તે થાય;
પણ જીવ વાસના નવ ટળે, જો સાયુજ્ય પદ કહેવાય. ૪૨

---

૧ અભ્ર–વાદળાં, આભ. ૨ ચતુર્ધા–ચાર પ્રકારની. ૩ અરચિ–અર્ચિંત–વિબણ; આર્વસ, ચળકાટ, અર્ચનીય–પૂજવા લાયક. ૪ વિક્રંત ( ? ) વિક્રાંત–પરાક્રમ, શૂર એવો અર્થ થાય છે.

વળી ક્ષીણ પુન્યે પડે પાછો, પૂર્વ કાળની રીત;
માટે થોડામાં ઘણું કહું છું, તજ મુક્તિની પ્રીત. ૪૩

હવે બ્રહ્મ જ્ઞાનીની રીત કહું, જે ત્રિપુટિ થઇ જાય;
ટળી આશા મુક્તિની, સહજ સંભવ્યું સાથ. ૪૪

દેહજ સુધી વાત તેહેની, પછી કાંઈ ન થાય;
જેમ જળ સિંધવ મળ્યો, તે જોતાં નવ જણાય. ૪૫

વળી સ્વપ્નને જે સંભવી, તે જાગે જુદી થાય;
અનેક ઉપાય જે આચરે, તો ફરી નવ હોય ૪૬

માટે મહા મુક્તિ બ્રહ્મ જ્ઞાન, અન્ય નહિ ઉપાય;
જો જીવ તે જીવ પદ ટળે, તો શિવ સ્વરૂપે થાય. ૪૭

બીજી બહુધા મુક્તિ છે, તે ચતુર્થા થકી અન્ય;
કાશી ખંડમાં કથા તેહની, અગસ્ત ઉક્ત વચન. ૪૮

તે ચતુર્થા પક્ષ વર્ણવી, તે થકી વળી વિહીન;
તે ક્ષુદ્ર જંતુ અવતરે, અખંડ તે આધીન. ૪૯

પ્રશ્ન તેં પુછીયું, જીવ ઉત્પત્તિ આવાગમન;
તે મુક્તિ સુધી કહ્યું માંડી, સાભળ શિષ્ય વચન. ૫૦

હવે હોય કાંઇ ઇચ્છા, કે કાંઇ સંદેહ મન;
તે વળી વિધીએ પુછજે, નિઃસંશય થાય મન. ૫૧

शिष्य उवाच

ત્યારે શિષ્ય કહે સ્વામી સાંભળો, તમે વર્ણવ્યો એ લોક;
તેહનો ભોગ ભિન ભિન ભાખીએ, કે શ્રમ સંભવ્યો શોક. ૫૨

પ્રયત્ન પુરૂષે એ કર્યું, જે શ્રમનો આનંદ;
અધિક અધિકા જે હોય તો, વદો શ્રી ગોવિંદ. ૫૩

गुरु उवाच.

પ્રથમ તુજને પ્રીછવું, આનંદ બહુ વિધ એહ,
આ પુન્ય સુધી સમજાવું, વિભાગીને તેહ ૫૪

કોઇ સપ્ત દ્વીપ વસુધા તણું, નિષ્કંટક કરે રાજ્ય;
યુવાન પુરૂષ ને સુંદર વેષે, અતિ સુંદર સામરાજ્ય. ૫૫

નવ નિધી નિમીષ ન થાયે, અળગી માનુષ્યાનંદ તેહ;
જે થકી આગળ સત ગણી, કહું તુજને જેહ. ૫૬

ગંધર્વને સત ઘણો આનંદ, માનુષ્યાનંદ થકી જાણ;
તે થકી સત ઘણો દેવને, પિતૃને સામાન્ય ૫૭

તે થકી સત ઘણો [1]સક્રને, માનજે નિર્ધાર;
[2]અજને તે થકી સત ઘણો, અધિકા અધિક વહેવાર. ૫૮

વૈકુંઠ તે થકી વધતો, પણ અંતે તે આયુષ્ય;
વિવેકીને તે થકી વધતો, જેને નહિ કાંઇ દુઃખ. ૫૯

આનંદ અધિકાધિક કહ્યો, કર્મને અધિકાર;
ક્ષીણ વૃદ્ધિ તે સંભવે, માનજે નિર્ધાર. ૬૦

માટે વિવેકીનો વધતો આનંદ, અજના થકી અધિક;
પણ એક આનંદ અન્ય છે, એણે વાળી લીક.[3] ૬૧

આમ જ્ઞાન થકી અધિક આનંદ, અન્ય નવ કહેવાય;
જેમ સકળ પદ અધિકાધિક, પણ હસ્તિ પદમાં સમાય. ૬૨

માટે અધિક આત્મ જ્ઞાન કહાવે, જે તર્યો કર્મનો [4]નદ;
અદ્વૈત અર્ણવ માંહે બુડ્યો, માટે અખંડ આનંદ. ૬૩

બ્રહ્મા સુધી કર્મ ભેદ, તેહને નહિ લગાર;
જેમ અર્ક ઉદય પામીઓ, તે ટળી ગયો અધિકાર. ૬૪

આત્મ જ્ઞાને લેપે નહિ, કર્મને કોઇ દોષ;
પણ ઉપજ્યું ત્યારે જાણીએ, જ્યારે નહિ કોઇ શું રોષ. ૬૫

માટે વિપ્ર ને વળી જ્ઞાનવંત, એ થકી અધિક શું હોય;
ભગવાન કેરું ભાષ્ય છે, જે ગીતા મધ્યે જોય. ૬

બ્રહ્મ વિચાર અખંડ જેહને, અન્ય કરે જેટલું પુન્ય;
કોટિ બ્રાહ્મણ ભોજન તણું, અન આરંભ સુખ તન ૬૭

પણ સાંભળ શિષ્ય તે પુન્ય તેહને, લેશ માત્ર ન રેવ્ય;
અને દેહ થકી કાંઇ દુરકૃત થાયે, તે નવ સંભવેય, ૬૮

---

૧ સક્ર, ઇંદ્ર. ૨ અજ-બ્રહ્મ. ૩ લીક-લીક-હદ. ૪ નદ-નદી-મોટી નદી.

આસન અંગ તથા આશ્રમ દેશ કાળ પરિમાણ;
અને વર્ણ આદિ વદો સ્વામી, તમો શિઘ્ર તે વાણ. ૩

અનુગ્રહ કરી કહો એટલું, ગુરૂજી દીન દયાળ:
જનના દુઃખ તે સાંભળી, થર થર કંપ્યું બાળ. ૪

શ્રી ગુરુ ઉવાચ.

સાંભળજે સાવધ થઇ, કહુ ઉપાસનની વિધ;
સાંભળ્યાથી સારૂં ને હોયે, સાધ્યે થાએ સિદ્ધ. ૫

પ્રથમ પ્રાણીને એટલું, ભેદ ભાવના થાય;
સઘળે સ્વામીનું રૂપ તે દેખે, તો સફળ જન્મ તે થાય. ૬

ગુરૂ ઘર તજી અને, તીર્થ કરવા જાય;
ભોકતા તેહનો ભિન્ન નથી, પણ અવિધિ કહેવાય. ૭

માટે વિશ્વમાં વ્યાપક સ્વામી, એવું સંભવે મન;
તો તેહનું સફળ થાએ, ભજન ને સેવન. ૮

સર્વ ક્રિયાનો સ્વામી ભોકતા, અને ફળનો દાતા એહ;
પણ જેહની આસ્થા જ્યાં ઠરી, ભાઈ તું આરાધે તેહ. ૯

પણ સુખે અન્ય આરાધન કરો, તોયે પણ ભોકતા સર્વનો એક;
અભ્રાંતે તે ભિન્ન કરે, જ્યાંહાં નહિ વિવેક. १०

વિધિના અવિધિના વ્યાપી, કરે કહોની ભક્ત;
તોયે ફળ પામે ખરો, પણ વિશેષ તે વિરક્ત. ११

અતિ દુષ્ટ ને દુરાચારી, [1]અવરણ એવો હોય;
પણ અનન્ય ભક્તિ જો ઉપજે તો, સાધ શિરોમણી સોય. १२

જીવને જીવત્વ સાચું, જેણે સમર્પણ કીધું;
તેને પાપનો નવ સ્પર્શ થાએ, જેણે એ [2]નિવેદન લીધું. १३

માટે પ્રથમ પ્રીત તે પ્રતિમાની, પછે ગુરૂની થાય;
તો ઠરે નવ ફરે પાછી, વેદ વાક્ય કહેવાય. १४

નવધા નરને હરિની કરવી, અન્ય તે ઉપાધિ;
તે મંદમતિ માને નહિ, જેને વળગી હોય આધિ ને વ્યાધિ. १५

१ અવરણ-અવર્ણ-વર્ણ વગરનો, હલકો. ૨ નિવેદન-અર્પણ, આપવું.

ઉપાસન ચતુર્ધા કહાવે, જેહને જેવો અધિકાર,
તે પ્રત્યક્ષ તુજને કીધુ, જે શિવગીતાએ વિસ્તાર. ૧૬

[1]સંપદારોપ સંવર્ગાધ્યાસન, એ ઉપાસન ચાર,
સમજ એ સાવધ થઈ, ત્રીજુ નિર્ધાર ૧૭

અલ્પને અધિક કરે, ઉપચાર સઘળુ સેવ,
પ્રતિમાને પરમેશ્વર પરઠી, માને મારો દેવ. ૧૮

મન ભલે ને મૂકે નહિ, તે સંપદા ઉપાસન;
ફળ તેહનુ એટલું, એટલુ જે પ્રબલ થયુ મન. ૧૯

એ સંપદાનુ તુને, કહ્યું હવે, કહું આરોપની રીત,
યથા મુખે આચરે, પણ પ્રતિમા શું પ્રીત. ૨૦

ઉપચાર અર્પી આઘો ચાલે, અને ભણે મંત્ર તે મુખ,
આરતિ સુધી ઉપચાર અર્પે, અનુભવે અતિ સુખ. ૨૧

જે આવરણ અર્ચન કરે, તે સંવર્ગ ઉપાસન,
આગમોક્ત તે ઉત્તમ છે, શંકરનું વચન. ૨૨

તે થકી તાદાત્મ ભાવ પામે, માટે સંવર્ગ શ્રેષ્ટ,
પ્રથમ કનિષ્ટ, બીજુ મધ્યમ, ત્રીજુ તે આ જ્યેષ્ટ. ૨૩

હવે અધ્યાસનની રીતિ કહુ, એ પાતાંજલીનો ધર્મ,
સંવર્ત વાયુની રીતે, પ્રલય કરે સર્વ કર્મ. ૨૪

પ્રાણને પેખી આત્મા માને, અગોચરને ગોચર,
પણ મહત્વ માર્ગ છે તે ભારે, જ્ઞાન તે થકી પર ૨૫

એ ઉપાસન અધ્યાસની પણ, પ્રથમ જોઈએ એહ;
પણ સ્થુ કરું તાહરે, શિષ્ય સાભળ જે શું તેહ ૨૬

ગુરુ જ્ઞાની જો મળે, બ્રહ્મવિત્ત તે પૂરણ;
તો તુજને કહું એટલું, શું રહેજે તેને શરણ. ૨૭

ચતુ ઉપાસનની વિધી કહું, દેશકાળ પરિમાણ,
મંત્ર સમતા આહાર આસન એ છે ભેદ નિર્વાણ ૨૮

---

૧ સંપદા, આરોપ, સંવર્ગ, અને અધ્યાસન એ ચાર જાતની ઉપાસના તેનું વર્ણન આગળ કરે છે.

ઉપાસન તે એટલા થાતું, માટે કરવું તેહ;
બીજું કાંઇ કાર્ય નથી, માનજે તું એહ. ૨૯

સ્વલ્પ બુદ્ધિ ને સંપદા, સાચવે કર્મ ને કાળ;
વિદ્યાવંત વિજ્ઞાન બીજું, ઉપજતાં ગાળ પંપાળ. ૩૦

* × × ×

કામ ક્રોધ કરે નહિ, તો ઠરે તેહનું મન. ૩૧

ઉપાસન જ્યાં આરંભે, તે સ્થળ કલ્પે કહેવો;
ચૌદ લોકમાં કો નથી, પવિત્ર આ એવો. ૩૨

જ્યાં ચિત્ત એકાગ્રહ થાએ, પોતાનું વળી ધારણા ધ્યાન;
ત્યાં આસન આરંભી બેસે, નહિ ઉંચ નીચ સમાન. ૩૩

રજોગુણ કાંઢે હૃદયથી, અંત આશ્રમ ગાઢે,
સકલ ઇંદ્રિય વશ કરે, અધિષ્ઠાન થઇને રહે. ૩૪

પ્રથમ ગુરૂને પ્રણામ કરીને, ધરે આત્માનું ધ્યાન;
એકતા જ્યારે પામશે, ત્યારે જુવરો અભિમાન. ૩૫

એહને ઇંદ્રિય વશ થઇ, અને મન આવ્યું હાથ;
વિજ્ઞાને એ વર્તીયો, તેને નહિ બીજો સાથ. ૩૬

[1]શરીર રથ ને અશ્વ ઇંદ્રિ મન બાંધે બુદ્ધિ સારથી;
વિજ્ઞાન વાટે જો એમ હાંકે, પાધરો કહ્યો [2]આરથી. ૩૭

તો તેજ મારગે એજ પહોચે, અન્ય નહિ ઉપાય;
અને અશ્વ વશ જો નર થયા, તો ગમે ત્યાં લઇ જાય. ૩૮

માટે એણી પેરે અભ્યાસન કરતા, નર પામે પરમેશ્વર;
સહસા તો નવ સાંપડે, માટે આદર કર ૩૯

વેદ ભણે પ્રભુ નર દિસે, વળી શાસ્ત્ર કે પુરાણ,
ધ્યાને ને અભ્યાસે લાધે, સાંભળ વીગ વાણ ૪૦

---

* જે નકલ પરથી આ ઉતારો કર્યો છે તેમા ટુક ૩૧ ની પહેલી લીટી આપેલી નથી.

૧ શરીર રથ વગેરેની કલ્પના અવિસ્તર કઠોપનિષદમાં આપેલી છે. ૨ આરથી–અર્થવાળો.

વૈરાગ્ય વિરંચી સુધી પ્રગટ્યો, અને સકળ સંગતે વામે;
પણ પ્રજ્ઞાહીન પુરૂષ હોય તે, પરમેશ્વર નવ પામે. ૪૧

માટે પ્રજ્ઞાવંત તે પામશે, જેને થયું સર્વ સાધ્ય;
પ્રજ્ઞાહીન જે પુરૂષ છે, તે એ કરે ઉપાધ્ય. ૪૨

એહને જાગ્રત ને સ્વપ્ન કેરા, પ્રપંચનો થયો લય;
પ્રજ્ઞાવંત પુરૂષને, શ્રુતિ સન્મુખે દેહ. ૪૩

જેમ અગ્નિમા અનંત રૂપે, પરવર્યો ધામોધામ;
તેમ અનંત ઘટમાં એકલો, તે રમે પોતે રામ ૪૪

માટે જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ, ત્રણનો સાક્ષી તેહ;
તે અવિનાશી આત્મા, નહિ ભોક્તા એહ. ૪૫

હવે ભોક્તાના અધિકારી કહું, સાંભળ શિષ્ય તું જાણ;
સાંભળજે સાવધ થઇ એણે, ટળે તાણાતાણ ૪૬

સ્ત્રી શૂદ્રને તથા વૈશ્યનું, પતિત કન્યા કુમાર;
ગૃહસ્થી વાનપ્રસ્થ, ગ્રહસ્થ, બ્રહ્મચારી અધિકાર. ૪૭

બ્રાહ્મણ ને વળી ભક્તિ ભાવમા, તે પુરો પરમેશ્વર;
મનસા વાચા કર્મણા, તું સેવા તેની કર્ય ૪૮

માટે શાતીપુરુષ જો ઉપાસન, કરે તે સાંભળ શિષ્ય;
તો અંત કરણનો ભાવ જોઇ, પ્રસન્ન થાયે ઇશ. ૪૯

દુઃખ થકી મુક્ત થાએ, જન્મ મરણનું જેહ;
માટે સેવા કરે સદ્ગુરૂ તણી, જો પામતું હોય એહ. ૫૦

શંકર સુધી ગુરૂને સ્તવે, વળી વિષ્ણુ શક્ર ને અજ;
માટે મનસા વાચા કર્મણા, તું સાચો સદ્ગુરૂ ભજ્ય ૫૧

જેથી મહા મુક્તિ પામશો, જે દેવને દુર્લભ;
તે સદ્ગુરૂ કૃપાથી થાશે તુજને સુલભ. ૫૨

इति श्री नरबोधेशावतार टीकायां उपासनयोगोनाम षष्ठोऽध्याय. ॥ ६ ॥

---

### ધનાશ્રી.

શિષ્ય કહે સાંભળો મારા નાથજી, પુછું જોડીને બે હાથજી
મુજ અનાથને કીધો સનાથજી, કહો મુક્તિ કેટલી ભાતજી. ૧

### ઉથલો.

મુક્તિનો માર્ગ કહો સ્વામી, કરૂણાનિધિ કૃપાળ;
કોમળ હૃદયે પ્રસન્ન થઈને, વદો વચન રસાળ. ૨

સ્વરૂપને લક્ષણ કહો, પ્રભુ મુક્તિ કેરૂં જેહ;
કેમ સુગમે સંભવે, પ્રીછવો પ્રીતે તેહ. ૩

ઉપાસન થકી કરી આધી, માટે શીઘ્ર વદો સ્વામ;
તે સુણીને થરથરૂં મન તે, જેમ પામે વિરામ. ૪

માટે સુગમ માર્ગ મુક્તિ કેરો, દેખાડો દિનાનાથ;
પુત્ર જાણી પ્રસન્ન થાઓ, પૂછું જોડી હાથ. ૫

**શ્રી ગુરુ ઉવાચ.**

[1]સાલોક્ય ને સારૂપ્ય કહાવે, સામીપ્ય ને સાયુજ્ય;
એ ચતુર્ધા વિખ્યાત સઘળે, કૈવલ્ય પાંચમી ગૂઢ ૬

માટે કહી પુછે છે કહુ તુજને, મુક્તિ છે પંચધાએ;
ઉપાદાન ને રૂપ લક્ષણ, એ પાચ તે વર્ણવાયે. ૭

**શિષ્ય ઉવાચ.**

સ્વામી પ્રત્યક્ષ પાંચે પ્રીછવો, પણ સંકેતે વિસ્તાર;
અરધે અક્ષરે ઉચરો, દયા કરો ગુરૂ દાતાર. ૮

**શ્રી ગુરુ ઉવાચ.**

મુક્તિ માટે મહા ધન ખરચે, અન્ય કામ નહિ લેશ;
સ્વ ઇચ્છાએ આદરે, નહિ કોઈનો ઉપદેશ. ૯

તેહને મુક્તિ સાલોક્યની, દત્ત ભોગવે ત્યાંય.
પણ પરમેશ્વરને પેખે નહિ, જ્યારે નર પ્રીછ્યો આંય. ૧૦

---

૧ સાલોક્ય આદિ પાંચ મુક્તિઓ આગળ વર્ણવે છે.

સામિપ્ય શા થકી સંભવે, સાંભળ કહું તુજને તેહ;
કાંઈ એક સમજી આચરે, જિજ્ઞાસુ જન જેહ. ૧૧

મુક્તિ માટે માહાધન ખરચે, અને અન્ય કામનો ત્યાગ;
તે સામિપ્ય તણો અધિકારી, ત્યાં ભોગવે ભાગ્ય. ૧૨

તે પરમેશ્વરની પાસે વસે, અને કદા કરે દર્શન;
જેમ અહીં છે તેમ તહીં છે, સાંભળ શિષ્ય વચન. ૧૩

સાર્ષ્ટિ કેમ સંભવે જેણે ઇષ્ટ કર્યાં કામ;
મુક્તિ માટે જે કર્માણો, તે પર્ચે તેમ દામ. ૧૪

ભોજન પેય ને સ્નાન સંધ્યા, નૈમિત્ય એ વળી કર્મ;
મુક્તિ માટે આચરે ભાઈ, મહા મોટો શ્રમ. ૧૫

તે સાર્ષ્ટિ મુક્તિ તણો અધિકારી, કરે પુરતા દિક સુધી જેહ;
અન્ય અંતરમાં નહિ આશા, હરિ વિશ્વાસી તેહ. ૧૬

હવે સાયુજ્ય તે કેમ સંભવે, જેહને જાચે જોગી જેહ;
સાવધ થઈને સાંભળ વીરા, કહું તુજને તેહ. ૧૭

જે તદાત્મ ભાવ પામી, ધરે સઘળાં ચિન્હ;
દ્વૈત માર્ગે દેવ સેવે, થઈને તલ્લિન. ૧૮

તીલક છાપા માળા તુલસી, કે ભસ્મ રુદ્રાક્ષ અંગ;
આઠે જામ તલ્લિન રહે, નવ કરે સંસારીનો સંગ. ૧૯

મુક્તિ માટે મનસા વાચા કર્મણાએ, કરે તે અધિકારી એહ;
અને આશા અણુ માત્ર જો નવ હોય, તો સાયુજ્યનો અધિકાર્ય. ૨૦

એ સાયુજ્ય મુક્તિ તણા, અધિકારી ચતુર્ધામાં એહ;
સાલોક્ય સામિપ્ય ને સાર્ષ્ટિ, થકી સાયુજ્ય તે જ્યેષ્ઠ. ૨૧

પટશાસ્ત્ર પ્રમાણ કીધી, તે મુક્તિએ જાણ;
પણ વેદાંતે જે વિદીત કીધી, તે વદું હવે વાણ. ૨૨

એ ચતુર્ધા સુધી જીવ સાચો, માટે માને સત્ય;
તે માટે ન્યાયિક ન્યાય બોલે છે, એટલી એની મત. ૨૩

કૈવલ્ય કેવી રીત તુજને, હવે કહું છું જેહ;
જેમાં જીવન્મુક્ત માપે, સાંભળ શિષ્ય કહું તેહ. ૨૪

સદા શાંત તે મુક્ત રહે, આત્મા અનુભવે ઇશ;
આપે આપ ગળી ગયો તવ હોય, નવ ચડે કદા રીસ. ૨૫

અદ્વૈત અંતર અનુભવે, તુર્યાતીત છે જેહ;
તે જ્યોતિ માંહે જ્યોતિ મળે, ભાઇ મહા મુક્તિ તેહ. ૨૬

આત્મ સ્વરૂપી જે સંભવે, તેને મુક્તિની રતી ના હોય;
ઇચ્છા અંતે તો ઉપજે, જો અળગું કાંઇ હોય. ૨૭

તે સત્યજ્ઞાન અનંત આનંદ, બ્રહ્મ કેવળ મોય;
સ્વજાતિનો વિજાતિનો, પદાર્થ ભેદ ત્યાં ન હોય. ૨૮

અંતરમાં અંતર નહિ, અને બાહ્યકાર વહેવાર;
આત્મમાં અંતર નહિ, પણ ભાંડના વિકાર. ૨૯

અદ્વૈતની સંજ્ઞા કરી, મેં તુજને શિષ્ય;
એવો નર એ નિપજ્યો, એ સ્વયં જુગદિશ. ૩૦

શિવ તેની સાક્ષી પુરે ગીતામાં વચન;
તેરમા અધ્યાય વિષે, એ માન્ય સાચું મન. ૩૧

જગતને હામે બ્રહ્મ ભાસે, સ્થાવર જંગમ;
જેહ ભેદ ભાવ ટળી ગયા, ભાઈ વસે છે એ દેહ. ૩૨

નભમાં ગાંધર્વ નગર છે, જેમ તે નથી એ કાળે;
વર્તમાન વિદિત ભાસે, તે અજ્ઞાનને ઝાળે. ૩૩

દશ્ય પણ અદશ્ય જાણવું, જ્યાં ઉત્પત્તિ ત્યાં લય;
વે દશ્ય માત્ર ભાસ્યું ભ્રાંતે, નથી નિગમ તે કેહ્ય. ૩૪

તેમ જગત્ જાણજે મનસા, વાચા કર્મણા એ અસત્ય;
વસતા હોય તે વપુ સુધી, એને વસ્તુ છે તે સત્ય. ૩૫

અનાદિ વિદ્યા અનિર્વચનીય, તેણીએ કલ્પી એમ;
શુક્તિમાં રજત રજ્જુ ભુજંગ, વિશ્વ વસ્તુમાં તેમ. ૩૬

સ્વરૂપ એમ સાંપડે, ભાઇ જો અવિદ્યા જાશે;
અને શબ્દવાદી જો સુણે તો, દિન દિન દીર્ઘ થાશે. ૩૭

અવિદ્યા જ્યારે નાશ પામી, ત્યારે થયો અદ્વૈત;
ઉપાધિ યોગે ઉભયતા થયું, તે ટળે તો વસ્તુ નિત્ય. ૩૮

જે માનવનું કહ્યું ન માને, તે લોકમાં ફજેત થાય,
તો વેદાંત વચન જે ન માને, તેને શું કહેવાય ? ૫૧

શિષ્ય ઉવાચ:—

કેમ સ્વામી હૃદયે વસે, તે કહો ઉપાય,
અનુગ્રહ કરી ઉચરો, એણે મૃત્યુ અમૃત થાય ૫૨

શ્રી ગુરુ ઉવાચ:—

પ્રથમ તે વૈરાગ્ય જોઈએ, એ વૈકુંઠ વિરચી પદ,
આસુરીથી થાય અળગો, [1]આદ્યે એ ત્રોડે હદ ૫૩

[2]વમન અન્ન શું વસે, મન સ્ત્રી પુત્ર ને વીત;
અન્ય શું જો વપુ સુધી, પરહરે પ્રીતે પ્રીત. ૫૪

પછે મુક્તિ માર્ગ ધરે શ્રદ્ધા, અને ઇચ્છે સુણું વેદાંત;
સાધન [3]પ્રનાતા થઈ સુણુ, [4]પ્રશાન્ત [5]દાન્ત થઈ શાંત. ૫૫

પણ આદ્યે ઉપાસન કર ગ્રહી, જાયે ગુરુને ચર્ણ,
પુષ્પ પત્ર ફળ વસ્ત્ર વાહન, ભક્ષણ એ હોય તારણ, ૫૬

જેહવું સામર્થ તેવું ગ્રહી, પણ હૃદય સાઠય ન ન થાય,
સામર્થ સરખુ સંગ લઈ, ગ્રહ ગુરૂ શર્ણે ( ચર્ણે ) જાય ૫૭

સેવાએ સંતોષે સદ્‌ગુરુને, [6]સમાહિત ચિત ચીરકાળ,
શિષ્યનો શો ધર્મ સુણુ કરે વચનની પ્રતિપાળ ૫૮

પછે સકળ વેદાંત સુણી ગુરૂ મુખે તાત્પર્ય ગ્રહે,
શ્રવણનો અધિકારી તેને, શ્રુતિ સ્વમુખે કહે ૫૯

હવે મનન કઈ રીતે કરે, જેમ ચમક મણિ [7]આયસ,
ઉડી એ આફણીએ વળગે, એવો એને રસ ૬૦

એમ હૃદયમાં શબ્દ લાગે, તેનું નામ મનન,
થાયે નિર્મોહ નિરહંકારી, કરે ભક્તિ અનન્ય ૬૧

સમસંગી રહે સદા અને, કરે અન્ય સંગનો ત્યાગ,
અને સંસાર એનો સંભવે, ભાઈ જેવો મણિધર નાગ ૬૨

---

૧ આદ્યે-પ્રથમ ૨ વમન-ઉલટી ૩ પ્રનાતા-યથાર્થ જ્ઞાનવાન ૪ પ્રશાન્ત-શાન્તિ પામેલ ૫ દાન્ત-દુ:ખ ચિંતા સહન કરનાર ૬ સમાહિત-સમાધાન ૭ આયસ-લોઢું.

પછી ધ્યાન યોગની કરે ધારણા, તેનું નામ નિદિધ્યાસન,
તેનું કારણ એટલું જે, જેણે છતાયે મન ૬૩

ત્યારે પુન્ય પાપ દગ્ધ થયા, સર્વ કર્મ નિર્ધાર;
ત્યારે અપરોક્ષ જ્ઞાન તે ઉપજે, ને થાય સાક્ષાત્કાર. ૬૪

**શિષ્ય ઉવાચ—**

સ્વામી સાક્ષાત્કાર ક્યારે થાય, તેનું કાંઇ પ્રમાણ,
કેટલે કાળે નિપજે તે, વદો સદ્‌ગુરુ વાણ,

**શ્રી ગુરુ ઉવાચ—**

કોઇને તે તર્તજ થાયે, કોઇને તે ચિરકાળ;
પ્રમાણ એહનું છે નહિ, એ અજ્ઞાનનો આ કાળ. ૬૬

[1]કુટસ્થ કર્મ કોટી જન્મનાં, ચાલ્યા આવે જેહ,
ત્યારે દશા ઉપજે જ્યારે, ક્ષય થાયે તેહ ૬૭

પણ તે વિનાસે જ્ઞાન થાયે, અન્ય નહિ ઉપાય,
અયુક્ત કર્મ અન્ય કરે, તેણે એકે ન ઓછું થાય. ૬૮

વિચારી જો વીગ મનથી, ક્યરે કચરો ધોવાય,
પહેલા શું પરહરે જો સાબુ, બીજુ ખરડાય ૬૯

માટે જ્ઞાન વિના કર્મ ક્ષય, ન થાયે નિર્ધાર,
એ પૂર્ણ પરહર્યા કરે, અને પછે નહિ અધિકાર ૭૦

જ્ઞાન ઉદય કિંચિત નહિ, કર્મ પાપ કે પુન્ય
અલ્પ બોધ જો ઉપજે, તો લેદ ન લાગે વન ૭૧

શરીરના પ્રારબ્ધ રહ્યા તે, પણ વાચ તે માત્ર,
તે ભોગવ્યે નષ્ટ થાયે, જે માટે પ્રગટ્યુ પાત્ર ૭૨

પણ એ તન્‌યોગે તે ભોગવે, મનમય ન નહિ લેહ,
અને એ તો અળગો તે થકી, સારે શો સબવે કલેશ ૭૩

નિર્મોહ ને નિરહંકારી, નિર્લેપ સમે વર્ત્તવ,
સંસારની‘થી વાત ટળ્યુ, ને નહિ ..ની પ્રીત ૭૪

---

1 કુટસ્થ—એક રૂપવાળું ઘણા કાળ રહેનાર

જેમાં વસે તે વિશ્વ સરખું, નહિ પોતાને માટે પ્રીત;
પારકાની રીતે પેખે, તે જ્ઞાનીની રીત. ૭૫

સર્વ ભૂતમાં આત્મા, આત્મામા સર્વ ભૂત;
પરિપૂર્ણ એવું જેણે પેખ્યું, તે આપ થયો અવધૂત. ૭૬

તે જીવતો થકો મુક્ત થયો, [1]અહિ [2]નીલયની રીત;
જેમ [3]પન્નગને અંગે પ્રગટી, તે પચાની નહિ કાંઇ પ્રીત ૭૭

ચલણ વલણ ચાલ્યાં કરે, અને રહી અંગ લપટાઇ,
અધક્ષણ માંહે અળગી થાએ જ્યારે કાંઇ ભરાય. ૭૮

તે ફણી કંચુકી જ્યા તજે ત્યા ફરી નવ જાય;
તે જીવન મુક્ત જે જન થયા તે ફરી નવ ધરે કાય. ૭૯

તેને સંશય સકળ સમી ગયા, જેમ ચિત્ર સરપની રીત,
જે ભય પામીને ભાગતા તે, પામે રહી પેખે પ્રીત ૮૦

અંગ અડાડયે આળ કરે, પણ ડસે નહિ કદાય,
તેમાં એોધે કાંઇ અન્ય હતું, ભય પામતા હતા જદાય. ૮૧

તે જેમ નર નિર્ભય નિપજ્યો, તેમ જ્ઞાની તુ જાણ;
સંભવે નહિ સત્ય કહું છુ, સાક્ષી વેદની વાણ ૮૨

પણ ભીતર ભેદ તો નવ વાગે, જો કામ કેવાના જાય,
નહીં તો શિષ્ય શબ્દ સાભળીને, શબ્દ વાદી થાય ૮૩

વળી હૃદયની જો ગ્રથી ભેદે, અજ્ઞાનની છે જેહ;
તો અવિદ્યા અંતર કરે, ભાઇ માનજે તું તેહ ૮૪

મહા વિદ્યા વિના મહા મોક્ષ, તે કો કાળે નવ હોય,
અન્ય ચતુર્થી તથા બહુધા તે કર્મ યોગે હોય ૮૫

માટે મોક્ષને કાંઇ વાસ નથી ગ્રામ્યાતર.
અજ્ઞાન ગ્રંથીની મોક્ષે મોક્ષ માટે તે પરહર. ૮૬

પછી તીર્થે તજે વપુ કે [4]શ્વપચ ઘેર કે નષ્ટા હોય કે ન હોય;
પણ જેણે કાળે દેહ તજે તે જ્ઞાની ન કૈવલ્ય હોય. ૮૭

---

૧ અહિ—સાપ ૨ નીલય—નિલયન—આશ્રયસ્થાન, અહીં કાંચળી ૩ પન્નગ—સાપ.
૪ શ્વપચ—ચંડાળ.

મહળી સાધન તપ તીર્થ, વ્રત જપ ને દાન;
કર્મ ઉપાસન આવરણ અર્ચન નહિ આત્મ વિદ્યા. ૬

વળી ઉપનિષથી આદેરી, અને સર્વને અધિકાર;
એ થકી આધું અન્ય નહિ, એમ અગમ નિગમ ઉચ્ચાર. ૭

તે આત્મ વિદ્યા વિદિત, કીધી સ્વમુખે સ્વામ;
તે સુણીને શિષ્ય તમારો પામીઓ વિરામ. ૮

એ અગ્રાહ્ય અને અગોચર, તે ગ્રાહ્ય ગોચર કેમ થાય;
કારણનું કારણ કહોજી તેનો કાંઇ ઉપાય. ૯

અમુર્તિ તે કેમ અવલોકાય, તે કહો ગુરૂ રાય;
વિશ્વ વ્યાપક કહ્યો સ્વામી, તે કેમ અનુભવ થાય. ૧૦

**શ્રી ગુરુ ઉવાચ:—**

સાંભળ શિષ્ય સાવધ થઈ, તેના ઉપાય મહા અદભૂત;
સહસા તો નવ સંભવે એમ માયાનું દુત. ૧૧

પ્રથમ સગુણ ઉપાસના કરે, ચિત્ત એકાગ્રહને કાજ;
થોડે થોડે સ્થિર પમાડવુ જેમ, રીઝવવા મહારાજ. ૧૨

એકાએક આવે નહિ, ઝીણી વાત તે હાય,
તે માટે તે તાણીઆ, બહુ છિદ્ર રાખે સાથ. ૧૩.

એકાકી છેડ્રા વેહમા, જો પામો તણાય;
તો શાસ્ત્રને સદ્દગુણ, વિના આત્મા દરશાય. ૧૪

સદ્દગુરૂ તે જે શાસ્ત્રી સાખે, સાધન સર્વ કરાવે;
પછે તેથી કરી અળગો, તે આત્મા દર્શાવે. ૧૫

સ્થૂળ અરૂંધતિ[૧] ન્યાયે નિરખાવે, ત્યારે ચિત્ત સ્થિર થાય;
પછે પંચ કોપ પિંડ વહેચે તો, આત્મા દર્શાય. ૧૬

માટે પ્રથમ કોશ તે અન્નમય, અને તે તણા શા ધર્મ;
સાંભળજે સાવધ થઈ, પ્રીછું તેનો મર્મ. ૧૭

જન્મ વ્યાધિ જરા મૃત્યુ તે અન્નમયના ધર્મ;
વળી ત્રિવિધિ ભોગવે તથા ત્રિવિધિ કર્મ. ૧૮

---

૧ અરૂંધતિ–એક તારો.

એ અધિકાર નહિ આત્માનો, તેને નહિ જન્મ મર્ણ;
મન વાણીથી વેગળો, તેને નહિ આશ્રમ નહી વર્ણ. ૧૯

જાતિ અસ્તિ વિપરીત તથા એ વૃદ્ધ ક્ષિણ સામાન્ય;
એ ષટ ભાવ તે વપુના, નહિ આત્માનું જ્ઞાન. ૨૦

એ વિકાર તે વપુ કેરાં, આત્મા નિર્વિકાર,
સમજજે સાનમાં જેમ, નભ ઘટ વહેવાર. ૨૧

એમ આત્માને અળગો જાણે, અનુભવે તે સુધ;
અન્નમય થકી અળગો અનુભવે, જેહને ટોરે શુદ્ધ. ૨૨

એટલા ધર્મ અન્નમયના, હવે પ્રાણમયના ભેદ;
સાંભળજે સાવધ થઇ, તુને પ્રીછવુ તેહ ૨૩

હેમ ગાળ્યુ મુસમા, તેનું અંભ[1] જેવુ થાય;
તેવે રૂપે જાણજે, પ્રાણ વાયુ તે કહેવાય. ૨૪

પાતાંજલી એ પેખે છે, જ્યોતિ વીગ ભેદ;
મંદવાત એકાંત દીપ, સરખી તે આત્મા એદ. ૨૫

કુટસ્થને કોઇ કાળે, કોઇ નવ દેખે સત્ય;
ત્યા વાણીનો નહિ આશરો, તો દ્રષ્ટિની શી ગત્ય. ૨૬

તે પ્રાણમય કોશ કેરો, કહુ તુજને ધર્મ;
અન્નમયને અંતર રહીને, રચા રચા કરે છે કર્મ. ૨૭

એકલો કાઇ નવ કરે આદર, ઉભયતા ઉપાય;
એક પ્રાણ ને બીજી બુદ્ધિ, બે એકઠા થાય. ૨૮

કર્મ ઈંદ્રિય સમાયુક્ત થઈને, વચનાદિક કરે કર્મ;
ક્ષુધા પિપાસા[2] પ્રગટાવે, એટલો એનો ધર્મ ૨૯

ચિદ્રૂપ[3] આત્મા નિર્વેદ[4], સાક્ષીવંત સર્વ દેખે;
જેમ સૂર્યની સત્તા વડે, સંસાર ભાખો પેખે. ૩૦

તે આત્મા પરબ્રહ્મ છે, તેને નહિ કાઇ અસન[5];
અને તે પોતે કાનો અસન, નહિ એ પેટનુ પચન. ૩૧

---

૧ અંભ—પાણી ૨ પિપાસા—તરસ ૩ ચિદ્રૂપ—જ્ઞાન સ્વરૂપ ૪ નિર્વેદ, નિરભિમાન, પરમ વૈરાગ—ચરન—અ.પૂ. ૫ અસન—ખોરાક

તે પ્રાણમય જે કોષ મધ્યે, મનોમય જે કોષ;
તે તણા શ્યા ધર્મ સાંભળ, જેણે ટળે તુજનો દોષ ૩૨

પણ બુદ્ધિ સંગે એ થઈ, કરે સંકલ્પ વિકલ્પ તેહ
કામ ક્રોધ લોભ મોહ, મદ મત્સર જેહ. ૩૩

એ ષટ વર્ગ તે સંભવે વળી, દયા આદિ સર્વ કર્મ;
એ સર્વ તું જાણજે, મનોમયનો ધર્મ. ૩૪

વળી વિષય વેદ શાસ્ત્ર જાણવું, તે બુદ્ધિનું કામ;
નિશ્ચય કરતું સંભારવું, તે મનોમયનું નામ. ૩૫

એ મનોમયના ધર્મ કહ્યા, હવે વિજ્ઞાનમયના જેહ;
જ્ઞાન ઇંદ્રિય ને બુદ્ધિ એકઠી, વિજ્ઞાનમય છે તેહ. ૩૬

ત્યાં કૃત્યનું અભિમાન ઉપજે, વળી પરલોકની પ્રીત;
એ ઉભયતા ઉપજે તે, વિજ્ઞાનમયની રીત. ૩૭

હવે આનંદમય કોષ કેરો, કરૂં તે વિસ્તાર;
જોતાં તુજને જડશે, એવું નિર્ધાર ને આધાર. ૩૮

વહેવારિક જીવ ભોગવે, તેનુ કહું પ્રાગટ્ય પણ;
અનાહત[1] ઉભો થયો, જેમ સ્થાણું[2]માં જણ. ૩૯

[3]વ્યોમાદિકનો સાત્વિક અંશ, તેની જ્ઞાનઇંદ્રિય થઈ;
શ્રોત્રત્વક્ ચક્ષુ રસના, ઘ્રાણ આદિ કહી. ૪૦

વળી વ્યોમાદિકનો [4]સમષ્ટિએ, સાત્વિક અંશ તે જેહ;
અંતઃકરણ તે ઉપજ્યું, સાંભળ શિષ્ય તું તેહ. ૪૧

તમો ગુણ કર્મ ઈંદ્રિય કેરાં, રજો ગુણના પ્રાણ;
એ સૂક્ષ્મ લિંગ તે સંભવ્યું, માન્ય વેદ નિર્વાણ. ૪૨

તે તત્વ પિંડ થું પ્રગટ થયો, પરસ્પર અધ્યાસ[5];
મહીં ચેતનનું પ્રતિબિંબ પ્રગટ્યું, તેનું નામ ચિદાભાસ. ૪૩

તે આનંદમય કોશ કહાવે, ભોક્તૃત્વ પતિ પાદ;
ચોવીસેને તેહ લાવે, સર્વ તેને સાધ્ય. ૪૪

૧ અનાહત—ન બોલાવેલ, એમનો એમ. ૨ સ્થાણુ—શિવ, ઠૂંઠ. ૩ વ્યોમ—આકાશ. ૪ સમષ્ટિ—સમસ્તપણું. ૫ અધ્યાસ—અંદર રહેવું.

એ સાચે સર્વ સાચું, એ જાયે સર્વ જાય;
અને એ છતાં જે અન્ય પજ્ઞા, (તો) આકૂણીએ ઉભા થાય.

જે વૃક્ષ બંધા બીજમાં, જ્યાં વાવે, ત્યાં થાય;
[1]ભુંઇ ભાવે તો પ્રસરે, નહિ તો સહુ સુકાય.

માટે આગળ થકી બીજ બળે, તો વૃક્ષ ન થાય;
જો [2]તુશ તાંદુલ થયા જુજવાં, તો એકે ભાર ન ખાય.

માટે અભ્યાસ કરે આપનો, તો સ્વસ્વરૂપી થાય;
ઉપાધિ થકી ઉભયતા લાગે, માટે જીવ જુદો કહેવાય.

એ એકની ઉભયતા લઇ; બોજનાં થઇ બંધાય;
માટે સ્વસ્વરૂપી થઇને રહેતો, ક્યાંઇએ નવ લેપાય. ૪૯

કે કેમ ઉભયતા ઉપજી, તેની કહું તુજને વાત;
આતપ[3] થકી જેમ છાંયા પ્રગટી, તેની રૂપી ભાત. ૫૦

આ જડની અને ચૈતન્યની, માટે ક્યાં કરે વહેવાર;
અવિદ્યાને આશ્રયીને લે, મિથ્યા માથે ભાર. ૫૧

છાંયે શું છાંયા નથી હતી, પણ પડે કહીં પ્રકાશ;
તેમ એકના ઉભયતા થયા, તેનું નામ ચિદાભાસ. ૫૨

જેમ એકનો ઉભયતા થઇને, ભોગવે કર્મનાં ફળ;
લેવા દેવા વિના લે, માથે બાંધીને અટકળ. ૫૩

માટે ક્ષેત્રરી[4] થઇને રહે, આવી યુક્તિ જોય;
તો ત્રિલોકમાં બાંધવા, નથી એને કોય. ૫૪

શરીરને રથ કલ્પે, ઇંદ્રિય પરડે હય[5];
મન નેમી (લગામ) બુદ્ધિ સારથી, એમ ભોગ જે લેય. ૫૫

એવી રીતે શાંતિ યુક્ત કરે, પંચ કોશ ઉપાસન;
વિધિ પુરુષ ગોતે શબ્દ, સાંભળ શિષ્ય વચન. ૫૬

ઉત્પત્તિ જેમ કદળી ફળ મધ્યે, તે એકેએક થાય;
વલકલ[6] પાછાં વેરતાં, ગેહ રહે ને જણાય. ૫૭

---

૧ ભુંઇ–ભૂમિ, જમીન. ૨ તુશ–ફોતરાંના અર્થમાં. ૩ આતપ–સૂર્ય. ૪ ક્ષેત્રરી–જ્ઞાતા. ૫ હય–ઘોડા. ૬ વલકલ–વલ્કલ, છાલ.

[1]તથૈવ કાયા, પંચ કોશે, જો વહેંચાય;
તે મધ્યે સાર સાંપડે, આત્મા ઓળખાય. ૫૮

ત્યારે નિરાકાર ઉપર નજર બેસે, અને ચિત્ત ઠરી બેસે ઠામ;
માટે આત્મા ઓળખવા ઇચ્છે તો કર એ કામ. ૫૯

અગમ ને અગોચર છે, તે થાય ગ્રાહ્ય ગોચર;
અનુભવ એવો ઉપજશે, ભાસશે સચરાચર. ૬૦

**શિષ્ય ઉવાચ.**

સ્વામી એ શ્રવણને કોશે તવ પ્રવર્તે, અને અન્ય સ્થળ બહુ જાય;
અને આવે તેને અંતર નવ ઠરે, તે શા માટે ગુરુ રાય. ૬૧

વેદ વિદિત શાસ્ત્ર જાણે રચીજ તેંય જમાન;
અધ્યાત્મ અખંડ વાંચે, અને હોય દેહાભિમાન. ૬૨

આત્મ વિદ્યા અખંડ અધ્યયન કરે, અને નવ જાણે કોય;
એ કૌતક મહા મોટું, સદ્ગુરુજી સોય; ૬૩

કાંઇક કારણ માયા તણુ તે શીઘ્ર કહો સ્વામ,
એવી વિદ્યા અનુભવી, પછે કેમ રહે છે કામ. ૬૪

**શ્રી ગુરુ ઉવાચ.**

[2]ચૈવ ચૈવ મહા બાહો ન તત્ર કાર્યાં વિચાર;
ત્રૈવીલ સા ગુણ મયી, એના એ વહેવાર. ૬૫

ભગવત્ ભાખ્ય તું જો વિચારી એ રહી ગુણને ગ્રાહી;
તે અંગ થકી નવ થઇ અળગી, વાણે વેગળી કહી. ૬૬

આસુરિ ટળી નહિ તેને દૈવી તે કેમ અળગી થાય;
અને ઉભયના થકી જે છે અળગો, તે આત્મદર્શી કહેવાય. ૬૭

જેમ દાવાનળ માહે દેહ દાઝે અને મુખે ઉચરે નીર;
શુદ્ધ સુધી સંભારે માટે શીતળ થતા શરીર. ૬૮

વળી તીવ્ર કોદરા એકઠાં ધાનીમાં પીવાય;
તેનું શું પછી સભરે તેવ કે કોદરી થ ય. ૬૯

---

૧ તથૈવ–તેમજ. ૨ ચૈવ ચૈવ–સંસ્કૃત ૯

જ્ઞાન તે કલ્પ્યું ન જાયે, અન્ય સકળ-કલ્પાય;
શબ્દ વાણી જ્યાં જાતાં, ખુટી તે શા વડે કહેવાય. ८२

इति श्री नरबोधेकाकार टीकाया पंचकोश उपाशन नाम अष्टमोध्यायः

---

## ધનાશ્રી.

સદ્‌ગુરૂ બોલ્યા એવી વાણુજી, સાંભળ વીરા ચતુર સુજાણજી;
ભક્તિ વિરાગ વિના ઉપજ્યું જે અન્યજી, તે સર્વ જુગટે હાર્યું ધનજી. १

## ઉથલો.

જુગટે હાર્યો મહા ધન માનવ, જો જ્ઞાન ભક્તિ ન ઉપની;
તો કોટી જન્મની કમાઈ ખોઈ, જો લક્ષ ન લાગી સ્વરૂપની. २

જેણે સ્વરૂપ આનંદ અનુભવ્યો, તેને અન્ય આનંદ ન ભાવે;
જો હંસ માન સરોવર તજી, ક્ષુદ્ર જળે કદા આવે. ३

વળી વ્યાઘ્ર ઘાસને જો ભક્ષ કરે, કે અનળ[1] આશરો ગ્રહે;
તો આત્મ અનુભવ ઉપજતાં, ભાઈ અન્ય પદાર્થ રહે. ४

જેમ [2]ભાનુભય થકી [3]તિમિર ત્રાસે, અન આયાસે બોધ;
તેમ આત્મ દશાએ સર્વ નાસે, કર્મ ભક્તિ ને યોગ. ५

માટે પ્રથમ નર થાએ નિષ્કામી, કરે કર્મ ભક્તિ ને દાન;
સર્વ સ્વસુધી સંભવે, પણ તજે તે અભિમાન. ६

અભિમાન અંતર ઉપજે, જો ત્યાગ તણું શું લેશ;
કે દાનની વાણી વદે તો, સદ્ય પામે કલેશ. ७

જ્ઞાનીની જોને મુક્તિ, દાનનો કાંઈ પાર;
અને સહેજે શબ્દ કાઢતાં, આ શ્યો થયો વેપાર. ८

અભિમાન તજવાનું અભિમાન આવે, તો હામનો હામ;
શું કહું તે વાત ઝીણી, કદી ન આવે કામ. ९

એ [4]અગમ [5]અગમ ને [6]આગમ અગમ્ય, ગુરૂ કૃપાએ ગમ્ય;
અન્ય ઉપાય છે નહિ, ભન્તખંડ બચો ભમ્ય. १०

---

१ અનળ–અગ્નિ. २ ભાનુ–સૂર્ય. ३ તિમિર–અંધકાર. ४ અગમ–ન જનાર તે. ५ અગમ–વેદ. ६ અગમ્ય–ન પામી શકાય તેવું.

જાણ્યાનું પ્રમાણુ એ જે, કો પુછે તે કહે;
વિધિ નિષેધ પરહરે, એમ સુન્ય તે ગ્રહે. ૨૪

પણ હાર્યા છત્યાનું હરે હારદ, હૃદય થકી તેહ;
પોતાતણું પરહરી હીંડે, નિજ પદ પામે જેહ. ૨૫

જ્ઞાન વિના જે કરે તે, મુંડાવેડા[1] જાણ્ય;
અને જ્ઞાન વ્યાપે નવ કર્યું, 'તે થયું' કર્યા પ્રમાણુ ૨૬

ભગવત ભાષ્ય સાક્ષી તેહની, કર્તા અકર્તા થાય;
અને કરતાં કરતાં કર્મ બેસે, સામો નર લેવાય. ૨૭.

માટે કરવું કારવવું છે નહિ, એ સમજવાની વાત;
અને અજ્ઞાને આચરે તો, આવું તે કર્યું વિખ્યાત. ૨૮

લજ્યા છાંડીને નાગા હીંડે, અને અંગ રાખ ચોળી હોય;
ત્યારે ખર શું એમ નથી કરતા, તેને મુક્તિ ન હોય ? ૨૯

વળી જ્યાં ત્યાં પડયા અને માગી ખાધું, તથા તજ્યો વર્ણ વહેવાર;
એમ કર્યે જો મુક્તિ હોય, તો શ્વાનને અધિકાર. ૩૦

વળી અભક્ષ્યાભક્ષ્ય કરે, સહે શીત તાપ નહિ ઘર;
એમ કર્યે જો મુક્તિ થાય, તો તે ઘટે શુકર.[2] ૩૧

વળી વનમાં રહ્યા ને તૃણ ખાધાં, એમ મુક્તિ જો થાય,
અને જન સંગથી સદ્ય નાસે, તો મૃગને કહેવાય. ૩૨

અને મીઠું બોલ્યે જો મુક્તિ થાય, તો મોરને શ્યે નવ થાય;
અને સિદ્ધતા જુઓ તો એટલી, જે સાપ સપુંછો[3] ખાય. ૩૩

વળી અગ્નિમાંહે અંગ બાળે, જો કદા મુક્તિ થાય;
તો પતંગ પાવક માંહી પરજળે, તેને કાં નહિ કહેવાય. ૩૪

વળી અંતરિક્ષ ઉંભે ઉપજે, તો ચાક[4] ચાખે અન્ય;
ત્યારે તેહને મુક્તિ કાં નહિ, સાભળ શિષ્ય વચન ૩૫

જો અંગારા આરોગ્યે મુક્તિ હોય તો, ચકોરને શ્યે નવ થાય;
અને જળસાઇએ જો મુક્તિ હોય, તો મીનને કહેવાય. ૩૬

અને પૃથ્વિમાં પેઠ્યે જો મુક્તિ હોય તો, અળશીયા રહે ક્યાંય ?
અને પેટ લોટે મુક્તિ હોય, તો અહીંને કહેવાય. ૩૭

---

૧ મુંડાવેડા-હજામત કરવા જેવું. ૨ શુકર–ભુંડ. ૩ સપુછો ( ... ... પ્રયોગ )–પુંછડા સાથે આખો. ૪ ચાક–ચાકળો.

જો નમે ( નિર્દય ), નગ્ને મુક્તિ હોય, તો ચોર ચિત્તાને થાય;
જે મંકોનાદિને સંચરે, તે આર્જવ[1] કહેવાય ૩૮

રોમ ગણ્યે મુક્તિ હોય તો, ગીધનો અપાર,
અને ગતંજને જો સુભવે, તો ક્યાધને વહેવાર ૩૯

અને કેશ કાતર્યે મુક્તિ હોય તો, અવિક[2] ઉટને અધિકાર,
અને દેહ દમ્યે જો મુક્તિ હોય તો, કગાળને વહેવાર. ૪૦

અને વિદ્યાએ જો સંભવે, તો વ્યાસને અધિકાર,
અને મુર્ખતાએ જો મળે, તો પામે મૂઢ ગમાર ૪૧

અને ભટક્યે જ્ઞા જો મળે, તો ભ્રમરને સિદ્ધ થાય,
અને એક આસન ગ્રહી રહે તો, અગિયર (અજગર) ને કહેવાય. ૪૨

જો ઉંધે ચર્ણે ઉપજે, તો વાગોળ રહે અખંડ;
માટે અજ્ઞાને જે આચરે, તે સકળ છે પાખંડ. ૪૩

કાંઇ દાવે કે શરીર સ્વભાવે, જે કરે જન કર્મ,
તે સકળ તુ જાણજે ભાઇ, ભમાવવાના ભર્મ ૪૪

કારણ તો છે જ્ઞાન કેરૂ, અન્ય સકળ ઉપાધ્ય,
તે પામવાનો પ્રયત્ન એ, જે ગુરૂ કૃપાએ થાય ૪૫

ભણ્યે શીખે સાંભળે જ્ઞાન તે નવ હોય,
જ્યાં સુધી ગુરૂકૃપા નહિ, ત્યાં સુધી નીર વલોય ૪૬

અજાણ્યાનુ આવરણુ ટળે, જ્યારે કાંઇ એક જાણે,
પછી જાણ્યાનુ જે પ્રગટે તેહનો, અંતર વીરલો આણે. ૪૭

જેમ પટનો પાસ તે જળ ટાળે, પછી જળની કપાયે થાય,
તે નવ નિસરે તે વડે, તાણે વાણે ભરાય ૪૮

ખેન ખોશી કથા મુકી, તે અભે નવ જાય,
જેમ જેમ જગમાં ગાર્જુ ધોવે, તેમ તેમ અદકી થાય. ૪૯

તેમ પ્રથમનુ અજ્ઞાન ભાઇ, શાસ્ત્ર સગને જાય,
પણ સ્મૃતિનુ જે સંભવ્યુ, તેનો નહિ ઉપાય. ૫૦

તે પગને તાપ વાગે, તો કપાતે છોડે,
તેન પંડિતે પશ્ચાત્તાપ પ્રગટે, તો સ્પર્ધા નવ માંડે ૫૧

૧ આર્જવ-મનનુ સરળપણું ૨ અવિક-ઘેટા, બકરા.

માટે જીવ પણે જે આચરે છે, ત્યાં સુધી છે બંધ;
જે અશ્વિનિકુમાર આસન રહે, આવે સઘળો ગંધ. ૫૨

માટે સાંભળ વીરા સમશ્યા એક, કેટલું ટાળીશ તું એ;
માટે તું જ ટળે સર્વ ટળ્યું, પ્રથમ ટળ્યો છું હું એ. ૫૩

આ શબ્દ થાય પણ એવો જાણજે, જેમ પોલે ઠામ પડછંદ;
એ ઉઠે છે અંતરથી પ્રાય, પોતે આનંદ કંદ ૫૪

એ શરીર સત્ર સુક્ષ્મ સુચવ્યું, શ્રુતિ સ્મૃતિની શાખ;
નરબોધ એહનું નામ કહાવે, અર્થ અંતર ગમ્ય. ૫૫

જો એક એક અક્ષર અંતર ઠરે, તો અવનારનો તો નાશ;
સાચો શિષ્ય એ સાંભળે, તેને નવ સંભવે ગર્ભાવાસ. ૫૬

પોતે પોતાને રૂપે થાય, નવ આવે નવ જાય;
ભ્રાંતિ ભાગે ભિતરની, ત્યારે જેમનું તેમ થાય. ૫૭

નરને બોધ એ અંતર વસે, જેહને મુક્તિનું મન;
અને સંસારી તો શાને સુણશે, એને અન્ન અસન.[1] ૫૮

પ્રશ્ન તેં જે પુછ્યું હતું તે, પામ્યો કાંઇ ઉત્તર;
સંશય તારો સમ્યો ન હોય, તો વળી કાંઇ ઉચ્ચર. ૫૯

शिष्य उवाचः—

સ્વામી સંશય સકળ સમી ગયો, ને સમ્યો સાથે દુઃખ;
રહ્યો હોય તો લેશ પાછો, વળી કાંઇ કહોય. ૬૦

श्री गुरु उवाच —

એ સંવાદ ગુરૂ શિષ્ય તણો, નવ અધ્યાય નર આખ્યાન;
બ્રહ્મ વિદ્યાએ ભર્યો, નહિ સાંખ્ય સામાન્ય. ૬૧

મુમુક્ષુ એ મન ધરશે, અન્ય જનને એ ઉપાધ,
તે માટે તુજને કહું છું, વાણી રાખે સાધ્ય. ૬૨

આરત્યે[2] એ અનુભવે, ને સહેજે પ્રાપ્ત થાય,
સંગ તેને શું કરે, સુણવા આવે કહેવાય. ૬૩

પદ્મ મૂળે વસે દાદુર[3], તે જાણે કાંઇ ભેદ ?
અને ષટ પદને સંભવે, એ વચન માને વેદ. ૬૪

---

૧ અસન—ખોરાક ૨ આરત—ગરજ, આતુરતા ૩ દાદુર—દેડકો કમળના મૂળમાં રહે છે—છતાં તે કમળની ખૂબી જાણતો નથી, પણ તે ખટપદ (ભમરો) જ જાણે છે.